श्री श्रेयस्साधकअधिकारिवर्गग्रंथावलि-ग्रन्थांक-८५

# विज्ञाननी रसिक वार्ताओ.

—રચનાર—

શ્રીમાન્ છોટાલાલ જીવનલાલ.

—પ્રસિદ્ધ કરનાર—

શ્રીશ્રેયસ્સાધકઅધિકારિવર્ગતરફથી

પુંજાલાલ મોહનલાલ શુક્લ.

વડોદરા.

मूल्य रु. ०-१२-०

પ્રત ૧૦૦૦ સંવત્ ૧૯૭૩ આવૃત્તિ ૧લી.

ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ઠે૦ ખપાટીઆ ચકલા-સુરત.

પ્રસિદ્ધ કરનાર
શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી
પુંજાલાલ મોહનલાલ શુકલ
ઠે. ભૂતડીઝાંપે—વડોદરા.

श्री

# प्रसिद्धकर्तृकृतसूचना.

સમગ્રવિશ્વના હિતને માટે જે આ સંસારપ્રપંચની ઉત્પત્તિકરી તેને યથાનિયમ પ્રવૃત્ત કરનાર સમગ્ર મંગલનિકેતન શ્રી પરમાત્માની કૃપાથી આજે આ લઘુગ્રંથ પ્રસિદ્ધિમાં મુકવાનો અવસર પ્રાપ્ત થવાથી આનંદ થાય છે. આ વિજ્ઞાનની રસિક વાર્તાઓ આ વર્ગદ્વારા પ્રસિદ્ધ થતા માસિકોના અંકોમાં પૃથક્પૃથક્ આવી ગઈ છે. છતાં તેને એકત્ર કરી પ્રસિદ્ધ થયેલી જોવાની ઘણા સજ્જન અને બુદ્ધિમાનોની ઇચ્છાને અનુસરી આ એક ગ્રંથરૂપે આજે પ્રસિદ્ધ કરવામાં આવે છે. **શ્રી ત્રિભુવન**વિજયાખ્યા, **શ્રી પંચવરદ**-વૃત્તાન્ત, **યોગિની**કુમારી આદિ વિવિધ ગ્રંથો આ પ્રમાણે પ્રથમ માસિકમાં પ્રસિદ્ધ થયા પછી જ્યારે તેમને પૃથક્ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યા ત્યારે તે તે ગ્રંથોનું પઠનપાઠન અવિચ્છિન્ન રૂપે થઈ શકવાથી તેની વાચકપર અપૂર્વ અસર થયેલી અનુભવાઈ છે અને પૂર્વે કટકે કટકે પ્રસિદ્ધ થતાં જે રહસ્યો અને સિદ્ધાન્તો વાચક-વર્ગના કલવામાં પણ નહિ આવેલાં તેવાં અનેક રહસ્યો અને સિદ્ધા-ન્તો, તે લેખો ગ્રંથોરૂપે પ્રસિદ્ધ થયા પછી અવલોકતાં તેમની બુદ્ધિમાં સ્પષ્ટ ગ્રહણ થઈ શક્યાં છે એ સર્વને સુવિદિત છે. નૈરન્તર્યનું માહાત્મ્ય યોગશાસ્ત્ર સ્થલે સ્થલે વર્ણન કરી રહ્યું છે, અને તે યુક્ત જ

છે. કારણુ કે નિરન્તરતાને લીધે જે સંસ્કારની ધારા આવે છે તે જ બળવાન્ અને દૃઢ સંસ્કારને પાડી શકે છે અને તેથી તેજ, પ્રસંગ પ્રાપ્ત થયે કાર્યને સાધવા અર્થાત્ ફલ પ્રકટાવવા સમર્થ થાય છે. તેથી વાચક પ્રજાને આ ગ્રંથરૂપે વૈજ્ઞાનિક વાર્તાઓની પ્રાપ્તિથી તેમનું અંતર તેઓને અવશ્ય અભિનંદન કરશે એવી આશા રહે છે.

બોધના નિયમો દર્શાવવા તે કરતાં તે નિયમોને આચારમાં ઉતારનાર વ્યકિતનાં ચરિત્રો દર્શાવવાં એ અવશ્ય વધારે અસર કરનાર હોય છે કેમકે શબ્દપ્રમાણકરતાં અનુભવપ્રમાણ વિશેષ સમીપ છે, તેથી આ વાર્તામાં આપેલાં ચરિત્રો વાંચકવર્ગને તે તે નિયમોને સ્પષ્ટ કરવા ઉપરાંત તે તે નિયમોની સત્યતાની પ્રતીતિ પણ સાથે જ કરાવી શકે એવો સંભવ છે.

આ વાર્તાઓના લેખકની લેખિનીથી પ્રકટ થયેલા ગ્રંથો ગુર્જર-પ્રજાને ચિત્તાકર્ષક અને અપૂર્વ બોધપ્રદાયી થઈ રહ્યા છે તથા આજે સમસ્ત ગુર્જર પ્રજા એમના સ્વરૂપાવસ્થાનથી પ્રજાને મોટી હાનિ થયેલી સમજે છે તેથી તેમની રસપૂર્ણ અને પ્રાસાદિકી વાણીવાળી આ વાર્તાઓ તે સમયે જેટલી અસરકારક થઇ હતી અને મનોહર જણાતી હતી તે કરતાં પણ આજે એકત્ર થઇ પ્રસિદ્ધ થવાથી અધિક અસરકારક અને મનોહર જણાય તો તે સર્વથા યોગ્ય જ છે.

વિજ્ઞાનની સૂક્ષ્મ સત્તાના નિયમોથી, આપણા આર્ય શાસ્ત્રોના નાનાવિધ વ્યતિકરો કેટલા સત્ય છે તે સ્પષ્ટ સમજી શકાય છે; તેથી એ વ્યતિકરોમાટે ભાષ્યસ્થાનીય આ વૈજ્ઞાનિક નિયમો છે માટે આ હેતુથી પણ સર્વ આર્યપ્રજાને આ કથાઓ સંગ્રહણીય છે. અધિક શું ?

કાર્તિક કૃષ્ણ ૧૪<br>સંવત્ ૧૯૭૩ } શ્રી શ્રેયઃસાધકઅધિકારિવર્ગ.

॥ ॐ श्रीँ ॥

# विज्ञाननी रसिक वातओ.

## संकल्पशक्ति.



મિ. જોન્સ બાર્ટન સ્ટ નામનો એક અસાધારણ સંકલ્પશક્તિસંપન્ન પુરુષ થોડાં વર્ષપૂર્વે થઈ ગયો છે. તેના લખેલા લઘુ લેખનું કંઈક રૂપાંતરપૂર્વક આ ભાષાંતર છે. આ પુરુષના સંબંધમાં એક જર્મન લેખક લખે છે કે 'આપણા સમયના અત્યંત અલૌકિક પુરુષોમાંનો મિ. સ્ટ એક છે. મનુષ્યો, પશુઓ, અને જડ પદાર્થોઉપર તેની આશ્ચર્યકારક સત્તાના વૃત્તાંતો ઘણાં વર્તમાનપત્રોમાં—અને તેમાં પણ મુખ્યત્વે કરીને ઈંગ્લિશ અને ફ્રેન્ચ વર્તમાનપત્રોમાં—કેટલાંક વર્ષોસુધી આવ્યા કરતા હતા. આ વર્તમાનપત્રોમાં તેના વિષે જે લખાયું છે તે વિના, તથા આ લઘુ લેખમાં જે અલ્પ વૃત્તાંત તેના પોતાના સંબંધમાં તેણે આપણને જણાવ્યો છે તે વિના, આ અલૌકિક શક્તિસંપન્ન પુરુષવિષે આપણને જાણવાનાં કંઇ જ સાધનો નથી, એ ખેદકારક છે.' તો પણ તેના જીવનવૃત્તાંતકરતાં તેનો અનુભવ અને આ લઘુલેખમાં લખેલાં તેનાં વચનો વધારે મહત્વનાં હોવાથી અત્ર તેનું સહજ રૂપાંતરસહ ભાષાંતર આપવું યોગ્ય ગણ્યું છે. એકાગ્રતાપૂર્વક

દૃઢ સંકલ્પથી પૂર્વે આપણા આર્ય ઋષિમુનિઓ અનેક આશ્ચર્યકારક ચમત્કારો સાધી શકતા, અને જે ચમત્કારોને આજના 'સુધારા' ના સમયમાં 'ગપોડાં' ગણવામાં આવે છે, તે માત્ર માનસ શાસ્ત્રના નિયમોના અજ્ઞાનથી જ ગણવામાં આવે છે, તેનો કંઈક ભાસ થવાનો આ લઘુલેખથી સંભવ છે. મૂળ લેખના લેખક ક્રિસ્ચ્યન હોવાથી લેખમાં પ્રસંગે ખ્રિસ્તી ધર્મને ઉદ્દેશીને કોઈ વચનો લખાય, એ સ્વાભાવિક છે. સારગ્રાહી સત્યશોધક મનુષ્યોને એટલા ઉપરથી લેખમાં રહેલા સત્યાંશનો અનાદર નહિ કરવા પ્રાર્થના છે.

---

**જો તમારા હૃદયમાં એક રાઈના દાણા જેટલી પણ શ્રદ્ધા હોય, અને આ મોટા વડના વૃક્ષને તમે કહો કે અરે! મૂળમાંથી ઉખડી જા, અને સમુદ્રમાં જઇને મૂળ ઘાલ તો તે તમારી આજ્ઞાને અધીન થશે જ. (લ્યુક ૧૭—૬)**

કુમારઅવસ્થામાં જ્યુલીયસ **સીઝર** એક પ્રસંગે ર્‌હોડ્‌ઝના ટાપુમાં વહાણમાં બેશીને જતો હતો, એટલામાં ચાંચીયાઓએ તેના વહાણને લુંટયું, અને તેને બંદીવાન કર્યો. પાંચ અઠવાડીયાંસુધી તે તેમના કબજામાં રહ્યો, અને આ સમયમાં તેના મિત્રોએ તેને છોડાવવાને માટે પૈસા એકઠા કર્યા; પરંતુ જુનાની લેખક પ્લ્યુટાર્ક કહે છે કે આ પાંચ અઠવાડીયામાં તે ચાંચીયા તેને એટલું બધું માન આપતા કે તે જોઈને કોઇ અજાણ્યો માણસ પ્રતિજ્ઞાપૂર્વક કહે કે **સીઝર** સ્વામિપદે હતો, અને ચાંચીયા તેના દાસ હતા. જ્યારે **સીઝર**ને વિશ્રાંતિ લેવાની ઇચ્છા થતી ત્યારે તે તેમને જરા પણ ઘોંઘાટ ન કરવાની આજ્ઞા કરતો, અને તેઓ સંપૂર્ણ અંશે તેની આજ્ઞાનું પાલન

કરતા. કોઇ કોઈ સમયે, જ્યારે તેને સમય ગાળવો બહુ કઠિન જણાતો ત્યારે તે તેમના આગળ પોતે લખેલાં કાવ્યો અને ભાષણો વાંચતો, અને તે સાંભળતી વખતે તેઓ પૂરતું ધ્યાન ન આપતા તો તેમને, જડ, બબુચક, રોંચા વગેરે ગાળો ચોપડી કાઢતો, એટલું જ નહિ પણ તેમને ધમકી પણ આપતો કે હું છૂટો થઇશ કે તરત જ તમારામાંના પ્રત્યેકને ફાંસીને લાકડે લટકાવી દઇશ—અને આ ધમકી, ખરેખર પછીથી તેણે અમલમાં પણ આણી હતી.

બીજાં મનુષ્યો ઉપર આવું અસાધારણ સામ્રાજ્ય ભોગવનાર મનુષ્ય, મહાપુરુષ હોય છે, એમ નિઃશંકપણે સર્વ વદે છે. પણ 'મહાપુરુષ' એ શબ્દ બહુ સર્વવ્યાપી છે, અને તેથી કરીને અર્થરહિત છે. એ શબ્દથી ઇચ્છેલા ભાવનું યથાર્થ સૂચન થતું નથી. જે શક્તિવડે સીઝરે જે મનુષ્યો તેના વાસ્તવિક રીતે સ્વામિ હતા તેમને પોતાને અધીન કરી મૂક્યા તે શક્તિનું યથાર્થ સૂચન કરાવનારો શબ્દ, મહા પુરુષ શબ્દને બદલે હોવો જોઇએ એ બહુ અગત્યનું છે.

પ્રાચીન તેમ જ અર્વાચીન સમયના પ્રસિદ્ધ મનુષ્યોનાં જીવનમાં આવાં ઉદાહરણો ઇતિહાસમાંથી આપણને મળી આવે છે.

આથેન્સના આલ્સિબાયડીઝનું જીવન ઘણાએ વાંચ્યું હશે. તેણે એક પ્રસંગે કેટલાક તરુણ પુરુષોસાથે શરત મારી કે હું ભરબજારમાં આથેન્સના હિપોનિકોસ નામના એક પ્રતિષ્ઠિત નાગરિકને તમાચો ચોઢી કાઢીશ. પેલા તરુણોએ કહ્યું: ખોટી ડંફાસ નહિ માર; તારાથી એ નહિ બને. આલ્સિબાયડીસે કહ્યું: "નહિ શું બને ! હું તમાચો ચોઢી કાઢવાનો જ; એટલું જ નહિ પણ પછીથી તે તેની કન્યા મને પરણાવે એવું કરવાનો." બીજે દિવસે તે

બજારમાં ગયો, અને જેવો હિપોનિકોસ આવ્યો કે તરત જ આલ્સિબાયડીસ ઉતાવળો તેની પાસે ગયો, અને તેને એક તમાચો ચોડી કાઢયો. તે સજ્જન પુરુષ આવી કૃતિથી સ્તબ્ધ થઈ ગયો. અને ઉદ્વિગ્ન મને ઘેર ગયો. જે જે મનુષ્યોએ આ જોયું અથવા આ વિષે સાંભળ્યું તે સર્વ આલ્સિબાયડીસને શૌર્યહીન દુર્જન કહેવા લાગ્યા. પરંતુ તે બીજે દિવસે હિપોનિકોસને ઘેર ગયો, વસ્ત્ર કાઢી નાંખી પોતાની પીઠ ઉઘાડી કરી, અને આગલા દિવસના અપમાનને માટે પોતાને શિક્ષા કરવાને તેને વિનંતિ કરી. તે વૃદ્ધ પુરુષ હસ્યો, તેને ક્ષમા કરી, અને પરિણામમાં તેને તેના ઉપર એટલો તો પ્રેમ થયો કે આલ્સિબાયડીએ **સંકલ્પ કર્યા** પ્રમાણે જ, તેણે તેની પુત્રીનું તેની સાથે લગ્ન કર્યું.

આલ્સિબાયડીએ **સંકલ્પ કર્યા** પ્રમાણે જ, એમ ઉપર કહેવામાં આવ્યું છે, અને આ શબ્દઉપર ખાસ ભાર મૂકવામાં આવ્યો છે; કારણ કે હવે પછી જે લખવામાં આવશે તેથી સ્પષ્ટ થશે કે ઉપર વર્ણવેલા તથા તેના સરખા જ બીજા પ્રસંગોમાં **સંકલ્પ** જ કાર્યસિદ્ધિમાં મુખ્ય હેતુ છે, અને મહાપુરુષોનું મહત્વ **દૃઢ સંકલ્પ** કરવાના સામર્થ્યમાં જ રહેલું છે.

સિકંદરના સૈનિકો, મનુષ્યની મતિના અનુમાનપ્રમાણે અવશ્ય પરાજય થવાના સર્વ સંભવો છતાં મૃત્યુના મુખમાં શા માટે તેની પાછળ ઝંપલાવતા હતા? વિજય મળવાના લેશ પણ સંભવવિનાના સંગ્રામોમાં પણ સીઝર શાથી વિજય પ્રાપ્ત કરતો? નેપોલિયનમાં એવું શું હતું કે જેથી તે ઉન્નતિના શિખરઉપર, તે દેવરૂપે પૂજાયો; ત્યાંસુધી ક્રમે ક્રમે ચઢતો ગયો? કયા કારણથી મહાન્ ફ્રેડરિક મનુષ્યોને

પોતાના દૃષ્ટિપાતથી વશ વર્તાવતો, પોતાની ઇચ્છાનુસાર ગમે તે સ્થળે તેમને લેઇ જતો, અને પોતાની ધારણાપ્રમાણે જ તેમનો વિનાશ કરતો, અથવા તો તેમનો ઉદય કરતો?

દૃઢ બલવાન્ **સંકલ્પશક્તિ**ના પ્રભાવથી આ સર્વ પુરુષો પૂર્વોક્ત કાર્યો કરવાને સમર્થ થયા હતા, અને આ બલવાન્ સંકલ્પ-શક્તિનું અસ્તિત્વ તેમનામાં તેમની બાલ્યાવસ્થામાં જ પ્રકટ થઈ ચુક્યું હતું.

યુદ્ધમાં અથવા શાંતિમાં, પરિવર્તનોના સમયમાં અથવા સ્વાસ્થ્યના સમયમાં, જે જે પુરુષોએ મનુષ્યોના સમૂહોઉપર અસાધારણ સત્તા ચલાવી છે, તે સર્વમાં પૂર્વોક્ત શક્તિ હતી. તેઓ સર્વ **દૃઢ સંક-લ્પશક્તિ**વાળા પુરુષો હતા, અને યદ્યપિ તેઓને તે વાર્તાનું જ્ઞાન નહિ હોય તોપણ જે સામર્થ્યવડે તેઓ મનુષ્યોઉપર અપરિમિત સત્તા ચલાવતા હતા, તે સામર્થ્યના હેતુભૂત તેઓની **દૃઢ સંકલ્પ-શક્તિ** જ હતી.

પરંતુ શા માટે આપણે ઇતિહાસપ્રસિદ્ધ પુરુષોના જ દૃષ્ટાંતો આપવા? કુશળ અશ્વશિક્ષક કયા સામર્થ્યથી અત્યંત ઉન્મત્ત અને દુર્દમ (વશ કરવાને કઠિન એવા) અશ્વોને વશ કરી શકે છે? જો આપણે સાવધાનતાપૂર્વક સર્વ પ્રસંગોનું નિરીક્ષણ કરીશું તો આપણી તત્કાળ ખાતરી થશે કે આ સામર્થ્ય કેવળ ચાતુર્યઉપર અને કોઇ પ્રકારના વિશેષ જ્ઞાનઉપર આધાર રાખતું નથી, પરંતુ તે સામર્થ્ય બીજું કંઇજ નથી, પણ અશ્વશિક્ષકની **દૃઢ સંકલ્પશક્તિ** જ છે, જે પશુની સંકલ્પશક્તિઉપર વિજય મેળવે છે, અને તેને અભિભવ પમાડે છે. જે ધર્મોપદેશકો, જે વક્તાઓ અને જે ન્યાયશાસ્ત્રીઓ

(વકીલો) મનુષ્યોનાં અંતઃકરણને અત્યંત હરી લે છે, અને તેમના ઉપર સુદૃઢ છાપ પાડે છે, તેમનું અવલોકન કરો, અને તમને સર્વદા જણાશે કે તેઓ દૃઢ સંકલ્પશક્તિવાળા પુરુષો હોય છે, અને તેઓ પોતાના વ્યાખ્યાનસમયે અમુક પ્રકારની અસર કરવાનો દૃઢ સંકલ્પ કરે છે તેથી જ તેઓ પોતાનાં વ્યાખ્યાનથી શ્રોતાઓનાં હૃદય આકર્ષી પોતાના અર્થની સિદ્ધિ કરે છેઃ અને એથી ઉલટું તેમના કરતાં અત્યંત અધિકગુણ બુદ્ધિમાન્ જણાતા હજારો પુરુષો, તેઓની પ્રૌઢ વિદ્વત્તા, કૌશલમયી વાક્પટુતા, અને નિર્દોષ સપ્રમાણ યુક્તિવાદ છતાં પણ કશું સિદ્ધ કરી શકતા નથી; જેથી કરીને દૃઢસંકલ્પશક્તિ-સંપન્ન આ પુરુષોસાથે સરખાવતાં તેઓ કેવળ શૂન્યસરખા જ ભાસે છે. પૂર્વ કાળના અનેક વિદ્વાનોએ આ વાર્તા આશ્ચર્યસહ સ્વીકારી છે, અને આધુનિક સમયના અનેક વિદ્વાનો પણ આ વાર્તાનો સ્વીકાર કરે છે; અને અને આજે ઓગણિશમા શતકમાં તથા વર્તમાન શતકના આરંભમાં પાશ્ચાત્ય પ્રજાઓમાં અધ્યાત્મશાસ્ત્રસંબંધમાં થતાં અનેક આશ્ચર્યકારક પ્રકાશનો (revelations) થી સંકલ્પશક્તિના અદ્દભુત પ્રભાવને આપણે સ્પષ્ટ રીતે જાણીએ છીએ.

દૃઢ સંકલ્પશક્તિસંપન્ન અમુક પુરુષ માંદા મનુષ્યના શરીરઉપર હસ્ત મૂકીને તત્કાળ તેના વ્યાધિને નિવૃત્ત કરે છે, અથવા અમુક સાધુ અથવા સાધ્વી ભસ્મ આપીને કે મંત્રેલું જલ આપીને વિવિધ વ્યાધિગ્રસ્ત પુરુષને વ્યાધિથી મુક્ત કરે છે, એવું કોઈ તમને કહે તો પ્રિય વાચક! મંદ હાસ્ય કરતા નહિ; અથવા સઘળું ઢોંગ છે, 'હંબગ' છે, એવા અવિચારના ઉદ્દગારો કાઢતા નહિ. ક્ષુદ્ર મનવાળા મનુષ્યો જેનું વારંવાર હાસ્ય તથા અવજ્ઞા કરે છે, તથા પ્રસંગ

મળતા જેને પીડા આપતાં પણ ચુકતા નથી, સામાન્ય જનસમૂહ જેનું ભય ધરે છે, જેની સ્તુતિ કરે છે, તથા જેની શક્તિથી આશ્ચર્યચકિત થાય છે, જેમનો વ્યાધિ નિવૃત્ત થયો હોય છે એવા રોગીઓ જેને પરમેશ્વરતુલ્ય ગણે છે અને નિરંતર જેના યશોગાન ગાય છે. તે પુરુષને જ તમે પૂછો કે ભાઈ તમે રોગ શાથી મટાડો છો ? અને તે ઉત્તર આપશે કે રોગ મટી જાઓ, એવો હું દૃઢ સંકલ્પ કરું છું, અને તેથી રોગ મટી જાય છે, અથવા રોગ મટાડનાર અમુક મંત્ર મેં સાધ્યો છે, અને તે બોલવાથી વ્યાધિ મટે છે, એવું હું દૃઢપણે માનું છું અને તેથી વ્યાધિ મટી જાય છે. અને આવા વાસ્તવિક શક્તિવાળા પુરુષો જેમ સર્વદા અકુટિલ હોય છે, તેવો વિમલ અંતઃકરણવાળો તે પુરુષ હશે તો તમને વિશેષમાં એમ પણ કહેશે કે તમે પણ સંકલ્પશક્તિને એકાગ્ર અથવા દૃઢ કરશો તો તમે પણ એ પ્રકારે કરી શકશો.

પણ આપ્રમાણે બીજાઓનાં એક પછી એક ઉદાહરણો આપવાની મારા જેવાને શી અગત્ય છે ! મારા પોતાના જ જીવનનો અદ્ભુત અપૂર્વ વૃત્તાંત શ્રવણ કરો, અને તેમાંથી બોધને ગ્રહણ કરી તમારા પોતાના તથા અન્યના કલ્યાણઅર્થે તેનો સદુપયોગ કરો. પરંતુ આ પ્રકારે પ્રાપ્ત થયેલા જ્ઞાનનો દુરુપયોગ કરવા ઈચ્છનારને ચેતાવવાની અગત્ય છે કે તેથી થતી અધોગતિનું વર્ણન કરવું એ એ વાણીથી બાહ્ય છે.

સ્કૉટલેંડની દક્ષિણે આવેલા હૉજહેડક્ષેત્રમાં ઈ૦સ૦ ૧૮૧૧ ના માર્ચ માસની અગીયારમી તારીખે હું જન્મ્યો હતો. મારા

પિતા એક પ્રમાણિક અને ઉદ્યોગી કૃષિકાર હતા. તેમની સ્થિતિ સુખી હોવાથી પોતાનાં બાળકોના શિક્ષણઅર્થે તે દ્રવ્યનો ઉપયોગ કરવામાં ન્યૂનતા રાખતા નહિ. પાઠશાળામાં મૂકવા જેટલું મારૂં વય થયું નહતું તોપણ મને લેટિન અને ગ્રીક ભાષાનો અભ્યાસ કરવા સ———————ની પાઠશાળામાં મૂકવામાં આવ્યો. આ ઉભય ભાષાપ્રતિ મને લેશ પણ પ્રેમ ન હતો; અને તેથી અધ્યાપક જ્યારે ઓવિડને સમજાવતા, ત્યારે મારા ગામનાં તળાવોમાં તરતા મગરો-વિષે હું વિચાર કરતો; અને જો કે હોમરનું અપ્રતિમ કાવ્ય મેજઉપર મારી દૃષ્ટિસંમુખ ઉઘાડેલું પડી રહેતું તો પણ મારૂં મન તો મારા પિતાના લીલાં ક્ષેત્રોમાં ચરતી ગાયો અને ઘેટામાં ભટકતું.

વર્ગમાં કયા પાનાની કયી લીટી વંચાતી હતી, તેની બહુધા મને ખબર રહેતી નહોતી પણ હું અધ્યાપકપ્રતિ સ્થિર દૃષ્ટિથી જોતો, અને સુદૃઢ સંકલ્પ કરતો કે મને શિક્ષક વાંચવા ઉભો ન કરે—અને તે મને ઉભો નહિ જ કરતો. કોઈ કોઈ પ્રસંગે કયી લીટી વંચાય છે, તે મારા જાણવામાં દૈવયોગે આવી જતું, અને તે લીટીઓ ઘેર વાંચેલી હોવાથી મને તેનું ભાષાંતર જો અધ્યાપક ઉભો કરે તો યથાર્થ આવડે એવું મને ભાસતું ત્યારે અધ્યાપકપ્રતિ હું અંતરના પ્રયત્ન તથા ક્ષોભપૂર્વક જોતો, અને શિક્ષક, જાણે કે મારો ભાવ કળી ગયા હોય તેમ અવશ્ય મારા પ્રતિ જોતા, અને ભાષાંતર આગળ કરવાને મને ઉભો કરતા. આ રીતે મારી ઇચ્છાઓ અનેક પ્રસંગે ફલીભૂત થયેલી મને અનુભવમાં આવવાથી મને વિચાર સ્ફુર્યો કે મારી સંકલ્પશક્તિના બળથી કદાચ હું મારા ભાગ્યને પણ વશ વર્તાવી શકું. મારો વિશ્વાસ વધતો ગયો, અને મારા સંકલ્પ-

માત્રથી મારાં કાર્યોની અધિક અધિક આશ્ચર્યકારક સિદ્ધિઓ થતી રહી. હું પૂર્ણ રીતે જાણતો હતો કે શિક્ષક, જે છોકરાઓ આળસુ હતા અથવા અભ્યાસમાં ધ્યાન આપતા ન હતા, તેવાને જ સર્વદા વાંચવા ઉભા કરતા, પરંતુ હું બિલકુલ ધ્યાન આપનાર નહિં છતાં મારી ઇચ્છાવિરુદ્ધ મને કદી પણ ઉભો કરતા ન હતા, તે જોઈને મારૂં આશ્ચર્ય વધતું ગયું, તથા મારા વધતા જતા વિજયથી મારૂં મન અધિક ઉત્તેજિત થતું ગયું.

એક દિવસે વર્ગમાં 'બાઇબલ' (ખ્રિસ્તી ધર્મપુસ્તક) ચાલતું હતું અને મારૂં મન તો નિત્યના નિયમપ્રમાણે પૂજ્ય ધર્મોપદેશકના વ્યાખ્યાનના એક અક્ષરઉપર પણ ધ્યાન ન આપતાં મારા પોતાના જ તરંગોમાં લીન થઇ ગયું હતું, તે સમયે મને વિચાર સ્ફુર્યો કે હું ધારૂં તે કરી શકું, એવી સંકલ્પશક્તિ શું ખરેખર મને પ્રાપ્ત છે? મારા મુખઆગળ મારૂં 'બાઇબલ' પડયું હતું, અને તેનું પહેલું પાનું મેં ઉઘાડયું હતું. દૈવયોગે મારી દૃષ્ટિ પુસ્તકઉપર પડી, અને ' મનુષ્યને ઈશ્વરે પોતાના પ્રતિબિંબરૂપ જ રચ્યો છે," એ પંક્તિ સ્વાભાવિક રીતે મારા વાંચવામાં આવી. મારા જેવા મનોરથ-સૃષ્ટિમાં રમણ કરવાના સ્વભાવવાળા છોકરાને આ શબ્દો આશ્ચર્યમાં નિમગ્ન કરવાને પૂર્ણ હતા. હું વિચારમાં લીન થઇ ગયો, અને આ શબ્દોનો યથાર્થ અર્થ શો હશે, તે સમજવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

હું વિચાર કરવા લાગ્યો, કે શું ઈશ્વરનો આકાર મનુષ્યના જેવો છે, અને આકારમાં જ શું તેણે આપણને પોતાના જેવા સૃજ્યા છે?

બાઇબલના મુખપૃષ્ઠઉપર એક ચિત્ર હતું, અને તેમાં ઈશ્વરને લાંબી ધોળી દાઢીવાળા, તાલ પડેલા મસ્તકવાળા, અને જગતને

આશીર્વાદ આપતા હોય તેમ હસ્ત પ્રસારેલા, તથા જગતઉપર કરુણાદૃષ્ટિથી જોતા એક વૃદ્ધ પુરુષરૂપે ચિતર્યા હતા.

એક ક્ષણવાર હું ચિત્રપ્રતિ જોઇ રહ્યો, પછી ક્રોધથી પાનું ઉથલાવી નાંખીને મોટેથી બોલ્યો 'છીટ'! બાઇબલનો પાઠ લેનાર ધર્મશીલ ઉપદેશક ચમકયો, અને પોતાના ઉપદેશની મધ્યમાં જ અટકી ગયો. તેને એમ લાગ્યું કે તેના ઉપદેશના કોઈ અસંગત વાક્યપ્રતિ મેં તિરસ્કાર બતાવ્યો હશે, પણ મેં તો તેના ઉપદેશનો એક અક્ષર સરખોએ સાંભળ્યો ન હતો. મેં શાથી તિરસ્કાર દર્શાવ્યો, તેનો ખુલાસો કરવા તેણે મને કુતૂહલપૂર્વક પૂછ્યું. મેં કબુલ કરી દીધું કે હું મારા બાઇબલના મુખપૃષ્ઠનું ચિત્ર જોતો હતો, અને ઈશ્વરના આવા નિંદાસૂચક ચિત્રથી અત્યંત ત્રાસ થઈ આવવાથી તિરસ્કારનો ઉદ્ગાર મારા મુખમાંથી નીકળી ગયો હતો.

વૃદ્ધ ધર્મોપદેશકે કહ્યુંઃ પુત્ર ! તેં બહુ યોગ્ય કર્યું. જો ! સાંભળ. ઈશ્વર ચૈતન્યસ્વરૂપ છે, અને મનુષ્ય ચૈતન્યના અંશમાં જ તેના પ્રતિબિંબરૂપ છે.

ધર્મોપદેશકે આગળ શું શું કહ્યું, તેનો એક અક્ષર પણ મારા શ્રવણમાં આવ્યો નહિ; કારણ કે હું પુનઃ વિચારમાં નિમગ્ન થઇ ગયો. હું વિચારમાં એટલો તો ઉંડો ઉતરી ગયો કે મને બાહ્ય જગત્‌નું ભાન રહ્યું નહિ.

જે મુખ્ય વિવાદના વિષયનો નિર્ણય કરવામાં મારૂં તત્ત્વજ્ઞાનપરાયણ મન તલ્લીન થઇ ગયું હતું, તે વિવાદનો વિષય આ હતોઃ—ઈશ્વર પોતાની સંકલ્પશક્તિવડે જગત્‌નું તંત્ર ચલાવે છે. આ મારી પ્રથમ પ્રતિજ્ઞા હતી. મનુષ્ય જ્યારે ઈશ્વરના પ્રતિબિંબરૂપ

ક ક ૭ ૪



જ છે તો પછી ઈશ્વરના જેવું સામર્થ્ય અને સિદ્ધિઓ મનુષ્યને મળેલાં હોવાં જ જોઇએ, એ મારી બીજી પ્રતિજ્ઞા હતી. આ બે પ્રતિજ્ઞાઓપરથી સિદ્ધાંત હવે સરલપણે સ્થપાતો હતો કે મનુષ્ય જગત્‌ની વ્યવસ્થામાં પોતાની સત્તા વાપરવાને સમર્થ હોવો જોઇએ.

મને હવે આ પહેલી વાર જ સ્પષ્ટ થયું કે જે મનુષ્યપાસે વિપુલ જ્ઞાનરાશિ નથી હોતો તે કોઈ પણ મહત્ત્વના વિષયઉપર યથાર્થ નિર્ણય બાંધવા સમર્થ થઈ શકતો નથી. યથાર્થ નિર્ણયઉપર આવવાને માટે બહુ પ્રમાણોની અગત્ય પડે છે, અને મારૂં જ્ઞાનબલ ન્યૂન હોવાને લીધે મારી પાસે આમાંનું કશું ન હતું. મારા પ્રાપ્ત જ્ઞાનઉપરથી નિયત અનુમાનો હું તારવી કાઢું એમ ન હતું. અન્યના જ્ઞાનનું સાહાય્ય મારે લેવું પડે એમ હતું. આથી મેં આ સમયે પ્રાચીન તથા અર્વાચીન લેખકોના ગ્રંથોનો પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવાનો આરંભ કર્યો.

આ પ્રકારે એક વર્ષ પણ વીત્યું નહિ એટલામાં તો ઘણા મનુષ્યો પોતાના આખા જીવનમાં પણ વાંચવા સમર્થ થતા નથી એટલા ગ્રંથો મેં વાંચી કાઢ્યા. ઑવિડના નીચેના શબ્દોએ મારામાં અપ્રતિમ ઉત્સાહ ઉત્પન્ન કર્યો:

'પ્રત્યેક મનુષ્યના હૃદયદેશમાં પરમાત્માનો અંશ છે; મનુષ્યમાત્રને પ્રકાશ આપનાર તે જ છે. આ ચિદ્દ અંશ પરમાત્માથી અભિન્ન છે.'

કોપર્નિકસ અને ન્યુટનના હેત્વાભાસમાંથી ઉદ્દ્‌ભવેલા આધુનિક સમયના પેલા ઘોર જડવાદે, દુર્ભાગ્યે મનુષ્યની બુદ્ધિને ભ્રમિત કરી નાંખી છે, અને તેથી તેઓ શરીરથી ભિન્નં મનના અર્થાત્ જીવના

અસ્તિત્વને સ્વીકારતા નથી. યથાર્થ તર્ક કરવાને અસમર્થ એવા મનુષ્યો જ્યારે જડવાદીઓનાં દૂષિત વાક્છલ (unpardonable sophistries) વાંચે છે ત્યારે તેઓને ભ્રમ થવો સંભવે છે. ઉદાહરણરૂપે ફ્રાઉએનસ્ટાયેડ (Frauenstaedt) ના ગ્રંથમાંથી નીચેનું અવતરણ આપીએ છીએ.

"એ એક સિદ્ધ વાર્તા છે. કે જેમ શરીર મોટું થાય છે અને પુષ્ટ થાય છે, તે જ પ્રમાણે મન પણ મોટું થાય છે, અને પુષ્ટ થાય છે. જેમ જોવાની શક્તિનો આધાર નેત્રેન્દ્રિયઉપર છે, તેમ આ મનના વ્યાપારનો આધાર મગજ, મગજનું કદ, અને મગજની સ્થિતિઉપર છે, અને મગજને પીડા થતાં મનને તદનુરૂપ હાનિ થાય છે. હવે મનનું અર્થાત્ જીવનું જો શરીરથી જુદું સ્વતંત્ર અસ્તિત્વ હોય અને શરીરની સાથે માત્ર તેનો બાહ્ય સંયોગ થયો હોય તો આ વાર્તા કેવી રીતે સમજાવી શકાય ? શરીરથી સ્વતંત્ર અને ભિન્ન પદાર્થરૂપ મન, જે શરીરથી અત્યંત ભેદવાળું પ્રતીત થાય છે, તે જો વસ્તુતઃ શરીરથી સ્વતંત્ર પદાર્થરૂપ હોય તો શા માટે શરીરની વૃદ્ધિથી તે વૃદ્ધિને પામવું જોઇએ, અને શરીરના ક્ષયથી ક્ષીણ થવું જોઇએ ? શરીર આનંદમાં હોય ત્યારે શા માટે તે આનંદી પ્રતીત થવું જોઇએ, અને શરીરના દુઃખે શા માટે તે દુઃખી ભાસવું જોઇએ ? સ્વતંત્ર મન શરીરને આટલું બધું અધીન શા માટે રહેવું જોઇએ ? જો મસ્તિષ્ક મનને વ્યાપાર કરવાનું કેવલ સ્થૂલ સાધન હોય તો મસ્તિષ્કને પીડા થતાં મનના ઉપર શા માટે અસર થવી જોઇએ ? સુથારનાં હાથયાર ભાગી જતાં શું સુથાર અશક્ત થાય છે ? જે ચાંકુથી આપણે કલમ ઘડીએ છીએ, તે

ચાકુ બુઠું થતાં શું આપણે બુઠા છીએ ? સતાર બેસુરો થતાં શું વગાડનાર પણ બેસુરો થાય છે ?"

હેત્વાભાસવાદી (sophist) આ પ્રકારની યુક્તિવડે પોતાનો પક્ષ સિદ્ધ કરવા મથે છે, પરંતુ જડવાદને સ્વીકારનાર મનુષ્યોના જેવો જ તેનો પક્ષ છે. પોતાનો પક્ષ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરતાં તેને ખંડન કરવાનાં અજય્ય પ્રમાણો તેઓ પોતે જ આપી દે છે. હથિયાર ભાગી જતાં પ્રત્યેક કારીગર અશક્ત થાય જ છે. ગમે તેવો નિપુણ સુથાર શું હથિયારવિના એક ખીલાને પણ ઠોકી બેસાડવા સમર્થ થાય છે કે ? બુઠા ચાકુથી કલમ ઘડી શકાતી નથી જ; અને ઉત્તમમાં ઉત્તમ સતાર વગાડનાર ભાંગેલા બેસુરા સતારથી મનોહારી સ્વરો કાઢી શકતો નથી; એ જ પ્રમાણે મનનું હથિયાર જે શરીર તે અવ્યવસ્થ હોય છે ત્યારે તે અનુકૂલ વિચારોને ફ્રુરી શકતું નથી.

રોગ, વૃદ્ધાવસ્થા, અને આહારાદિ ખાનપાનના પદાર્થોથી મનના સામર્થ્યમાં જે ભેદ થતો પ્રતીત થાય છે, તેથી મનુષ્યો સ્વભાવથી જ એવું શોચનીય અનુમાન બાંધે છે, કે મન એ શરીરથી જૂદો કોઇ સ્વતંત્ર પદાર્થ નથી, પણ એ માત્ર શરીરનો એક પ્રકારનો વ્યાપાર છે. પરંતુ જ્યારે આપણે વિચાર કરીએ છીએ કે શરીર નિદ્રાવશ હોય છે ત્યારે મન અવિદ્યમાન હોય એમ જણાતાં છતાં પણ તે શરીરમાં હોય છે. તે સમયે દેશકૃત અને કાલકૃત પરિચ્છેદોથી તે બાધિત થતું નથી, અને શરીરના બંધનથી મુક્તવત્ થઇને અતીત અને અનાગત કાલનો તથા દૂરતમ પ્રદેશોનો પ્રત્યક્ષવત્ અનુભવ કરે છે, ત્યારે આપણે સ્વીકારવું જ જોઇએ કે જ્યારે

શરીરને વ્યથા થાય છે ત્યારે મનના જે બાહ્ય વ્યાપારો શરીરવડે સિદ્ધ થાય છે, તેવા બાહ્ય વ્યાપારોમાં જ માત્ર ભંગ થાય છે.

મન અર્થાત્ જીવ જ્યાંસુધી શરીરમાં રહેલો હોય છે ત્યાંસુધી શરીરદ્વારા તે પોતાનું અસ્તિત્વ પ્રત્યક્ષ કરે છે, અને શરીરની વિકારી અથવા નિર્વિકારી સ્થિતિના પ્રમાણમાં જ તે પોતે પોતાનું અસ્તિત્વ પ્રકટ દર્શાવવા સમર્થ હોય. એ વાર્તા સત્ય છે, તોપણ શરીરથી ભિન્ન સ્વતંત્ર પદાર્થરૂપે તે રહે છે, અને જેમ ઉંઘતા મનુષ્યનાં નેત્ર બંધ હોવાથી તેનું મન કંઈ અંધ થતું નથી, તેમ શરીરના વિકારોથી વાસ્તવિક રીતે તે વિકારી થતું નથી. ભ્રાંતચિત્ત (ગાંડા) મનુષ્યનું મન, અવ્યવસ્થ મગજને લીધે અનુન્માદ (ડહાપણ)ની ક્રિયા કરવાને સમર્થ ન હોય તોપણ, તે પૂર્ણ રીતે સ્વસ્થ (ડાહ્યું) હોય. જર્જર શરીરને લીધે એંશી વર્ષના બાલોપમ (બાળકના જેવા) વૃદ્ધ મનુષ્યનું મન 'સાઠી બુદ્ધિ નાઠી' એ જનકથનાનુસાર પૂર્ણપણે પોતાનું સામર્થ્ય પ્રકટ કરી શકતું ન હોય તોપણ સંપૂર્ણ નિરામય સ્થિતિમાં હોય, અને વધારે ઉચ્ચ પ્રદેશોમાં રમણ કરતું હોય.

તેથી કરીને મન એ શરીરનો વ્યાપાર નથી; પણ ઉલટું શરીરની રચનાનો હેતુ મન છે. શરીરનો અમુક પ્રકારનો ઘાટ મન જ રચે છે; પણ મન જો શરીરથી ભિન્ન ન હોય તો તેમ તે કરી શકે જ નહિં. મન શરીરને રચતું હોવાથી મનનું જે પ્રકારનું સ્વરૂપ થતું જાય છે, તે પ્રકારનો શરીરનો ઘાટ રચાતો જાય છે. ક્રોધી મનુષ્યના મુખઉપર તેનો ક્રોધી સ્વભાવ દર્શાવનારી રેષાઓ પડે છે અને શાંત મનુષ્યના મુખઉપર તેનો શાંત સ્વભાવ પ્રકટ કરનારી રેષાઓ

દૃષ્ટિએ પડે છે. વિચારશીલ મન વિચારશીલ મુખમુદ્રા રચે છે, અને અજ્ઞાન બુદ્ધિહીન મન, તે પ્રકારનાં ચિહ્નોને મુખઉપર અંકિત કરે છે. એકલા મુખમાં જ આ પ્રકારે રૂપાંતર થાય છે, એમ નહિ પરંતુ સમગ્રં શરીરમાં મનના વિકાસપ્રમાણે વિકાસ થયેલો હોય છે. મસ્તિષ્કના વિવિધ અવયવોની રચના તથા કદના પ્રમાણમાં મસ્તિષ્કવિદ્યાભિજ્ઞ (Phrenologists) પુરુષો મનની જે વિવિધ શક્તિઓનું પરીક્ષણ કરે છે, તે પણ શરીરની રચનાનો હેતુ મન છે, એ વાર્તાનું સમર્થન કરે છે. વળી આવા પરીક્ષણમાં જે જે શક્તિઓ ન્યૂન કહેવામાં આવી હોય છે, તે શક્તિઓને કેળવવાથી મસ્તિષ્કના તે તે ભાગો વૃદ્ધિને પામતા હોવાથી પણ મન જ શરીરની રચનામાં હેતુભૂત છે એ સિદ્ધ થાય છે. શરીર મનના વ્યાપારમાં ઘણે પ્રસંગે પ્રતિબંધરૂપ થઈ પડે છે, એ ખરૂં છે, અને તેથી કરીને શરીરમાં અવ્યવસ્થા થતાં મનના વ્યાપારો પણ અવ્યવસ્થિત થઇ જાય છે, એ ખરૂં છે, તોપણ જ્યારે મૃત્યુ નિકટ આવે છે, જ્યારે આયુષ્નો ક્ષય થઈ પ્રાણનું ઉત્ક્રમણ થવા માંડયું હોય છે, જ્યારે નાડી ચાલતી બંધ પડે છે, જ્યારે સામર્થ્યહીન ઇન્દ્રિયોના બંધનથી મન મુક્ત થાય છે—ત્યારે શરીરના સંબધથી મનના પ્રતીત થતા દોષોનું અદર્શન થાય છે, ઉન્માદ જતો રહે છે, બાળકના જેવી બુદ્ધિવાળો પ્રતીત થયેલો એંશી વર્ષનો વૃદ્ધ જ્ઞાનસંપન્ન થાય છે, અને તે મરનાર મનુષ્યનાં ભાવિસૂચક કથનો સિદ્ધ કરે છે કે મનુષ્યનું મન અર્થાત્ જીવ જડવાદીઓ ધારે છે, તેના કરતાં વધારે ઉત્કૃષ્ટ લક્ષણવાળો પદાર્થ છે, તે ચૈતન્યમય ઈશ્વરનો અંશ છે, અને તેમ હોવાથી તે ઈશ્વરના જ પ્રતિબિંબરૂપ છે.

આ કારણથી જ હર્ષોન્માદના સમયમાં મન અથવા લિંગ શરીર સ્થૂલ શરીરથી જૂદું થઈ શકે છે, અને દૈવી બળ અને સર્વજ્ઞત્વના અંશો પ્રતીત કરાવી શકે છે. પણ આ જડવાદના સમયમાં જગતના સ્વરૂપવિષે આપણે બાંધી બેઠેલા આપણા હાસ્યજનક વિચારોને લીધે હર્ષોન્માદ (ecstasy) દૂરદર્શન વગેરેના અનુભવો અસંભવિતસરખા થઇ પડ્યા છે. કારણ કે બાળકોને છેક નાનપણથી જ સર્વજ્ઞત્વ, દૂરદર્શન, ત્રિકાળ જ્ઞાન વગેરે સઘળું અશક્ય છે, એવા જડવાદના સિદ્ધાન્તો શીખવવામાં આવે છે અને તેથી કરીને પ્રજામાંથી શ્રદ્ધા નહિસરખી થઈ છે, જેનો પરિણામ એ આવ્યો છે કે કેળવાયલા વર્ગમાં આત્માની ચમત્કારિક શક્તિના અસ્તિત્વનાં ઉદાહરણો ક્વચિત્ જ દૃષ્ટિએ પડે છે, અને માત્ર અભણ વર્ગમાં જ પ્રસંગે કોઇનાં સ્વપ્ન સાચાં પડવાનાં, કે કોઇની બોલેલી વાણી ફળવાનાં, કે નિદ્રાચાર ( somnambulism ) ની અવસ્થામાં, અને એવી જ બીજી હાલના સમયમાં ગણાતી 'ઢોંગભરેલી ' સ્થિતિઓમાં આત્માની આશ્ચર્યકારક ઈશ્વરી શક્તિઓનાં દૃષ્ટાંતો અનુભવમાં આવે છે.

ભવિષ્યમાં થનાર પ્રસંગોની અને તેમાં પણ અનિષ્ટ પ્રસંગોની ઘણા મનુષ્યોને અગમચેતી જેવું થાય છે; વળી પરસ્પર સ્નેહબંધનથી બંધાયલાં મનુષ્યો પરસ્પરથી સેંકડો અથવા હજારો ગાઉ દૂર છતાં વિચારવડે એક બીજાને અસર કરી શકે છે, એવાં અનુભવસિદ્ધ અનેક ઉદાહરણોની જડવાદીઓ પણ ના પાડી શકતા નથી. તેથી સિદ્ધ થાય છે કે જીવ જે ઈશ્વરનો અંશ છે તેનામાં ઈશ્વરના સર્વજ્ઞત્વનો અંશ છે, તથા ગમે તેટલે દૂરથી પણ એક મન બીજાના મનઉપર અસર કરી શકે છે.

આપણી પાછળ કોઈ છુપાઈને ભરાઈ રહ્યું હોય છે, તો શાથી આપણને તેનું ભાન થાય છે? સભામાં કે માર્ગે ચાલતાં કે એવા જ કોઈ અન્ય પ્રસંગે કોઇ પાછળથી આપણા તરફ ધારી ધારીને જોતું હોય છે તો શાથી આપણે તેના તરફ મુખ ફેરવીને જોઇએ છીએ? આપણે નિદ્રામાં હોઇએ છીએ અને કોઈ અજાણ્યો મનુષ્ય આપણી સમીપ આવે છે ત્યારે અથવા કોઈ આપણા પ્રતિ એકી દૃષ્ટિએ જોયા કરે છે તો આપણે શાથી જાગી ઉઠીએ છીએ? કોઈ બીજો માણસ આપણું ચિંતન કરે છે ત્યારે શાથી આપણા મનમાં વ્યાકુળતા થાય છે?

આ સર્વથી શું સિદ્ધ નથી થતું કે મનુષ્ય દૂરથી અન્યના ઉપર ક્રિયા કરવાને સમર્થ છે, અથવા તો દૂરથી તેના ઉપર અસર થઇ શકે છે? મનુષ્યના મનને શ્રવણ કરવા માટે કાનની જરૂર નથી, જોવાને માટે નેત્રની જરૂર નથી, અને ચાખવાને માટે, સુંઘવાને માટે, અથવા સ્પર્શ કરવાને માટે જ્ઞાનતંતુઓની જરૂર નથી, એ શું આથી સિદ્ધ નથી થતું? શરીરની મધ્યસ્થતાવિના અને શરીરની સહાયતાવિના જીવ પોતાની આશ્ચર્યકારક ઈશ્વરી શક્તિનો ઉપયોગ કરવા સમર્થ છે, એ શું આથી નિર્ણાયક રીતે સિદ્ધ નથી થતું?

થોડાં વર્ષના અંતરાલમ સઘળા ગ્રીક અને લૅટિન લેખકોના ગ્રંથો હું અવલોકી ગયો. ખ્રિસ્તી ધર્મશાસ્ત્રનાં જે વચનોનો અનેક પ્રસંગે અનર્થ કરવામાં આવે છે તે વચનોઉપર બહુ બહુ વિચાર કરી ગયો. અત્યંત પ્રસિદ્ધ ગણિતશાસ્ત્રીઓ, તત્ત્વજ્ઞાનીઓ, વૈદ્યવિદ્યાભિજ્ઞો, અને પ્રકૃતિનો અભ્યાસ કરનાર વિદ્વાનોના ગ્રંથોનો

નિષ્પક્ષપાતપણે અભ્યાસ કરી ગયો, અને પ્રત્યેક સમયમાં થઇ ગયેલી સર્વ પ્રજાના અનુભવના તથા વિચારોના સંસ્કારોનો મારા મનમાં સંગ્રહ કર્યો; અને તે સર્વ ઉપરથી નીચેના સિદ્ધાન્તો મારા મનમાં અત્યંત સુદૃઢપણે સ્થપાઇ ગયાઃ—

૧ મન અથવા જીવ, એ શરીરથી ભિન્ન, સ્વતંત્ર સત્તારૂપ પદાર્થ છે.

૨ મન અથવા જીવ એ ઈશ્વરચૈતન્યની જ આ શરીરમાં પ્રાદુર્ભાવ પામેલી કળા છે, અને તેનામાં ઈશ્વચૈરતન્યની સર્વ સિદ્ધિ તથા સામર્થ્ય રહેલાં છે.

૩ પોતાના અલ્પજ્ઞપણાનું તથા અલ્પશક્તપણાનું ભાન જીવને જે અયોગ્ય શિક્ષણથી થયું છે, તે ભાન જે ક્ષણે તે ત્યજી દે છે, અને પોતાના ઈશ્વિરી સામર્થ્યનું પ્રત્યક્ષીકરણ કરે છે, તે જ ક્ષણથી સમગ્ર વિશ્વઉપર તેનું સામ્રાજ્ય સ્થપાય છે.

મારા વિદ્યાગુરુઓ મારી વિદ્વત્તા જોઈ મારી સ્તુતે કરવા લાગ્યા અને મારા જેવું વિદ્વદ્રત્ન મારાં માતાપિતાને પ્રાપ્ત થવાથી તેમને અભિનંદન આપવા લાગ્યા.

ઑકસફર્ડની મહાપાઠશાલામાંથી મને મળેલું પંડિતની પદવીદાયક પત્ર (diploma) જ્યારે મેં મારા પિતાને મારી સત્તર વર્ષની વયે આપ્યું ત્યારે તેમનાં નેત્રમાંથી હર્ષનાં અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો.

મારા સહાધ્યાયીઓ મને વિદ્વત્તાનો આશ્ચર્યકારક ચમત્કાર માનવા લાગ્યા, પણ અફસોસ !—

હું અફસોસ ! એ શબ્દ શાથી ઉચ્ચરૂં છું ? આગળ વાંચતાં તે તમને સ્પષ્ટ થશે.

* * * * *

મનુષ્યો પ્રયત્નથી, ઈશ્વરકૃપાથી, અથવા ગમે તે કારણથી ઉંચી સ્થિતિને પામ્યા હોય છે, અને તેમનામાં આશ્ચર્યકારક બુદ્ધિબળ તથા મનોબળ હોય છે, તોપણ તેમનામાં ઘણે પ્રસંગે દુષ્ટ વાસનાઓ રહેલી હોય છે. અને ઉચ્ચશક્તિઓનો અને દુષ્ટ વાસનાઓનો જ્યારે સંયોગ થાય છે, ત્યારે તેના અહિતકર પરિણામો નિપજ્યાવિના રહેતા નથી. મારા પ્રસંગમાં પણ એમ જ બન્યું હતું, અને તેથી જ હું 'અફસોસ'! શબ્દ ઉપર ઉચ્ચર્યો છું.

ઑાક્સફર્ડની પાઠશાળા છોડયા પછી જો કે મારૂં વય ઘણું જ નાનું હતું તોપણ મને દેવળમાં એક જગા આપવાની માગણી કરવામાં આવી. મેં તે માગણી સ્વીકારી નહિ. અલ્પ સમયપછી જે વારસો મને મળનાર હતો તે એટલો મોટો હતો કે તેથી સુખપૂર્વક મારો વ્યવહાર નીભી શકે તેમ હતું. નોકરીની ધુંસરીતળે રહીને શા માટે મારે શ્વવૃત્તિનો અનુભવ કરવો? પરાધીનતાનાં દુઃખોની સ્થળે સ્થળે શું બૂમો નથી સંભળાતી? નિત્યનું પોષણ મળે એટલું દ્રવ્ય પરાધીનતાવિનાના અન્ય ઉદ્યોગથી મળી શકતું હોય તો કેટલા બધા મનુષ્યો આ ગુલામગીરીથી પણ નઠારી સ્થિતિ છોડવાને તત્પર જણાય છે? જે મનુષ્યે સત્યના નિર્મળ નિર્ઝરનું જળ પીધું છે, જે મનુષ્ય એવા શિખરે સ્થિત થયો છે કે જ્યાંથી તે સમગ્ર મનુષ્યોને જોઇ શકે છે તે મનુષ્યને પરાધીનતાજેવું—નોકરીના જેવું—ત્રાસજનક અન્ય કશું જ જણાતું નથી.

મારા પિતાના ઘરના એક ભાગમાં, મારી રસવૃત્તિને અનુકૂળ પડે એ રીતે મેં મારા નિવાસને માટે બે ઓરડા શણગાર્યા. બીજા બે ઓરડામાં મેં મારાં પુસ્તકોનો સંગ્રહ ભર્યો. અને તેમાંના એકમાં તત્ત્વવિદ્યાસંબંધી તથા જીવના સ્વરૂપસંબંધી આજસુધીમાં જે કંઇ

લખાયું હતું અથવા વિચારાયું હતું, તે સર્વ પુસ્તકોનો સંગ્રહ રાખ્યો. મારી ગ્રંથસંપત્તિને જોઇને, અને કદાચ મારા જ્ઞાનને અને મારૂં સુભાગ્ય જે પૂર્ણ સ્થિતિએ પહોંચવાને મને સર્વદા પ્રસંગો આપ્યા કરતું હતું તેને જોઇને, બેકનને, સ્વીડનબોર્ગને, બોએમને (Boehme) કે પેરાસેલ્સસને પણ અસૂયા ઉપજયાવિના રહે નહિ.

મારા કાકાની એક સુંદર અને સદ્ગુણી પુત્રી મારા ગૃહથી થોડે અંતરે રહેતી હતી. તે મારી સાથે લગ્ન કરે, એવો દૃઢ સંકલ્પ કરીને એક દિવસે, હું તેના ગૃહના આંગણામાં લતામંડપમાં તે બેઠી હતી તે પ્રસંગે તેની પાસે જઈ ચઢયો. અમે એકબીજાના સહવાસમાં પૂર્વે ક્વચિત્ જ આવ્યાં હતાં; કારણ કે હું ઘણાં વર્ષથી ઘેર રહેતો ન હતો, અને મારા અભ્યાસમાં જ હું કેવલ તલ્લીન થઈ ગયો હતો.

જે લતામંડપમાં તે બેઠી હતી ત્યાં મેં તત્કાળ પ્રવેશ કર્યો. મેં તેની રજા લીધાવિના અચિંત્ય જ ત્યાં પ્રવેશ કર્યો હતો, તેથી તે ચમકી, અને જાણે કે નાશી જવાને ઇચ્છતી હોય તેમ એકદમ ઉભી થઈ ગઈ. મેં માત્ર મસ્તકના ઈસારાથી તેને બેશી જવા કહ્યું, અને તે નિરુપાયે પાછી પાટલીઉપર બેઠી. હું તેની પાસે બેઠો, તેનો હસ્ત મારા હસ્તમાં ગ્રહ્યો, અને તેને અગમ્ય એવી ગ્રીક ભાષામાં, ઘણું ખરૂં ન સંભળાય એવા ધીમા સ્વરમાં, મારો તેના પ્રતિનો પ્રેમ મેં તેને કહી સંભળાવ્યો.

તમે કેવો પરિણામ આવ્યો ધારો છો? તમે ધારતા હશો કે મારૂં આવું વર્તન જોઇને તે પેટ પકડીને ખડખડ હસી હશે, અથવા તો મને ગાંડો કે છેક ગાંડો નહિ તો સહજ ખસી ગયેલા મગજનો તેણે ગણી કાઢયો હશે.

નહિ, બિલકુલ નહિ. ગ્રીક ભાષા જાણે કે તેની સ્વભાષા હોય, અને જાણે કે તેનો પ્રત્યેક શબ્દ તેને સમજાતો હોય તેમ તેણે લક્ષપૂર્વક મારા શબ્દો શ્રવણ કર્યા.

અને વસ્તુતઃ મારૂં કહેવું તે બરાબર સમજી હતી. તમે જે શબ્દો બોલો તે શબ્દોમાં તમારૂં મન પરોવીને, તમારો દૃઢ સંકલ્પ તેમાં સ્થાપીને બોલો, અને પછી, કંઈ ચિંતા નહિ, તમે ગમે તે ભાષામાં બોલતા હશો તોપણ સાંભળનાર તમારૂં કહેવું સમજશે અને તમારી આજ્ઞા પાળશે. અજાણ્યા પ્રદેશોમાં ઉત્સાહી ખ્રિસ્તી પાદરીઓ જઇને દેશીઓથી ન સમજાય એવી ભાષામાં ઉપદેશ કરતાં છતાં પણ દેશીઓ ખ્રિસ્તી ધર્મમાં વટલી જાય છે. તેનું ગુપ્ત કારણ શું કદાચ આ તો નહિ હોય? હું નિશ્ચય કરી શકતો નથી; પણ લોકપ્રિય વક્તાઓને આ પ્રકારના થયેલા અનુભવનાં ઉદાહરણો મારા જાણવામાં છે. તેઓ પણ ઘણી વખતે પોતાનાં વ્યાખ્યાનોમાં શબ્દો બોલતા, પણ ઘણે પ્રસંગે તે શબ્દો તથા વાક્યો અર્થવિનાનાં તથા સબંધવિના જ વદવામાં આવતાં, અને એમ છતાં તેમના ઉંચા સ્થાનઉપરથી બરાડા પાડીને વદવામાં આવતાં વ્યાખ્યાનનો એક શબ્દ પણ ન સમજતાં છતાં તેમનાં વ્યાખ્યાનને આતુરતાથી શ્રવણ કરતા લોકના સમુદાયને આ વકતાઓ પોતાની આંગળીના ટેરવાપર નચાવતા; કારણ કે તે વક્તાઓ લોકસમુદાયને પોતાની ઇચ્છાપ્રમાણે નચાવવાનો દૃઢ સંકલ્પ કરતા. આ લોકપ્રિય વક્તાઓએ મારી ખાતરી કરી આપી છે કે જ્ઞાનસંપત્તિ તથા ગુણસંપત્તિ મનુષ્યની ઈશ્વરી શક્તિઓને વિકાસને પમાડે છે, એટલું જ નહિ, પરંતુ પ્રત્યેક આવેશ તે શક્તિના ગુપ્ત અગ્નિને

પ્રકટાવી ભડકો કરવાને સમર્થ છે.

પણ હવે આ આડા પ્રસંગઉપરથી આપણે પાછા મૂળ વાત-ઉપર આવીએ. બિચારી લિડી કે જેને જેમ કોઈ મનુષ્ય ઔષધ ઘુંટવું હોય છે ત્યારે ઘરના ખુણામાંથી ખલને બહાર કાઢે છે, અને ઔષધ ઘુંટાઈ રહ્યું કે ખલને ગમે તે ખુણામાં ધુળ ખાતો મૂકી છાંડે છે, તેમ મેં નરપિશાચ બનીને માત્ર મારૂં સંકલ્પબળ અજમાવી જોવા આ સ્થિતિમાં આણી મૂકી હતી, તેનું શું થયું તે હવે જોઇએ.

મારા બોલેલા એકે શબ્દને તે સમજી શકી ન હતી, તો પણ તેણે લક્ષપૂર્વક જે મેં કહ્યું તે સઘળું શ્રવણ કર્યું. તેનાં નેત્ર અશ્રુથી ભીનાં થયા, અને દીપ્તિમાન્ જણાયા. મારા મુખમાંથી નીકળતા શબ્દોપ્રતિ અચલ દૃષ્ટિ સ્થાપીને, દીર્ઘ કેશવાળું તેનું મસ્તક તેણે મારી છાતીઉપર નાંખી દીધું.

તેની આ સ્થિતિ જોવાં છતાં મારા નિષ્ઠુર હૃદયમાં કરુણાનો અંકુર ઉદય થયો નહિ. ઉલટું મારા સંકલ્પનું આવું ચમત્કારિક સામર્થ્ય જોઇને મને અંતરમાં અપાર હર્ષ થયો. પશુઓને ન સમજાય એવી ભાષા બોલવા છતાં પણ મનુષ્યો તેમને વશ વર્તાવી શકે છે તેનું રહસ્ય હવે મને સ્પષ્ટ થયું. અર્થને વહન કરનારા શબ્દો તો કાર્ય સિદ્ધ થવામાં માત્ર નિમિત્તભૂત છે; વસ્તુતઃ તો શબ્દ ઉચ્ચરતી વખતે મનની જે એકાગ્રતા થાય છે, તે જ કાર્ય-સાધક હોય છે. નિર્બળ મનોબળવાળા મનુષ્યને વશ વર્તાવવારૂપ અને તેને પરતંત્રતાની શૃંખલાથી બંધનમાં નાંખવારૂપ ચમત્કાર સાધનાર, અન્ય કોઇ નથી, પણ આ મનની એકાગ્રતા જ છે.

મારી પાડોશમાં એક ડોશી અનેક રોગીઓના રોગ મટાડતી તે વાર્તા મને આ પ્રસંગે સ્મરણમાં આવે છે. રોગીના શરીરના રોગવાળા ભાગઉપર તે પોતાનો હાથ મૂકતી, અને કંઈક મંત્ર બબડતી. આ ચમત્કારિક મંત્ર શીખવવા ઘણા મનુષ્યોએ તેને પુષ્કળ દ્રવ્ય આપવા માંડયું હતું, પણ આ વિદ્યા પોતાના પુત્રને શીખવી જવાની તેની ઇચ્છા હોવાથી તેણે કોઇનું દ્રવ્ય સ્વીકાર્યું ન હતું. મેં પોતે પણ અનેક પ્રસંગે ઘણા અસાધ્યસરખા વ્યાધિઓને નિવૃત્ત કર્યા છે, અને બીજા પણ તેવા જ આશ્ચર્યજનક ચમત્કારો કર્યા છે, પણ મેં કોઇ પણ પ્રસંગે કોઈ મંત્રનો કે તેવા જ બીજા કોઇ શબ્દોનો કદી ઉપયોગ કર્યો નથી; માત્ર એકાગ્રતાં-પૂર્વક મારો હસ્ત હું રોગવાળા ભાગઉપર સ્થાપતો હતો અને વ્યાધિ મટી જાઓ. એવો દૃઢ સંકલ્પ, તે જ સમયે, કરતો હતો. પછી તો રોગવાળા ભાગઉપર હું મારો હાથ પણ મૂકતો ન હતો પણ તેના તરફ મારો હાથ લાંબો કરવાથી જ વ્યાધિ તત્કાળ મટી જતો હતો અને ત્યાર પછી થોડો સમયં જતાં જ્યારે અભ્યાસથી મારો સંકલ્પ અધિક બળવાન્ થતો ગયો, અને પુનઃ પુનઃ મારાં ધારેલાં કાર્યો સિદ્ધ થતાં જવાથી મારા હૃદયમાં એક રતિભાર પણ સંશય કે અશ્રદ્ધા રહ્યાં નહિ ત્યારે તો મારા પોતાના જ ગૃહમાં મારી ઓરડીમાં બેઠે બેઠે, હજારો ગાઉ દૂર રહેતા રોગીઓના રોગ પણ હું માત્ર સંકલ્પથી જ નિવૃત્ત કરતો.

આજે લિડીઉપર મેં જે સત્તા વાપરી હતી, તે સત્તા હું રોગીઓઉપર જે સત્તા વાપરતો તેના જેવી જ હતી. મને વિચાર આવ્યો કે જ્યારે આ સત્તા તેવી જ છે. તો પછી જેમ રોગીઓ-

ઉપર દૂરથી હું સત્તા ચલાવું છું તેમ આ બાળાને પણ હું દૂરથી મારે વશ કેમ વર્તાવી ન શકું?

તે શરમાતી બાળાને તેવી ને તેવી સ્થિતિમાં મૂકીને એક પણ શબ્દ બોલ્યા વિના હું ત્યાંથી સત્વર જતો રહ્યો. મને પૂરાં અઢાર વર્ષ પણ થયાં ન હતાં, છતાં નિષ્ઠુરતામાં હું કોઇ મોટી ઉમરના દુષ્ટ મનુષ્યથી પણ હઠું એમ નહતો. હું ઉપર કહી જ ગયો છું કે આ નિર્દોષ બાળાપ્રતિ મને પ્રેમ ન હતો-મેં તેને મારા પ્રયોગના સાધનરૂપ જ માત્ર ગણી હતી. મલિન મંત્ર અને તંત્રો સાધનારાઓની જેવી દુર્દશા થવાનો સંભવ આવે છે, તેવી થવાનો મારે સંભવ આવ્યો હતો. જનહિતકર કાર્યમાં સંકલ્પનો ઉપયોગ કરનાર સર્વદા સુખદ ફળને પામે છે, અને દુરાચરણમાં પોતાના સંકલ્પબળને વાપરનાર અનેક દુ:ખનો અનુભવ કરે છે, એ વાર્તાનો મારા જેવા યુવકને તે સમયે અનુભવ નહતો. સંકલ્પના દૈવી સામર્થ્યનો દુરુપયોગ કરનાર ઉપર ઈશ્વરી કોપ સર્વદા ઉતરે જ છે. તેઓ જ સર્વદા અનુપમ સુખનો ઉપભોગ કરે છે કે જેઓ પોતાના સંકલ્પબળનો શાસ્ત્રવિહિત માર્ગે સદાચરણમાં ઉપયોગ કરે છે.

પ્રસિદ્ધ ફ્રેન્ચ વૈદ્ય એન્ડ્લે પ્રત્યેક મહાન્ અને ઉત્તમ વૈદ્યની પેઠે શાળામાંથી વૈદ્યવિદ્યાનું સર્વોત્તમ જ્ઞાન પ્રાપ્ત કર્યું ન હતું, પરંતુ અનુભવથી પ્રાપ્ત કર્યું હતું. એક સમયે તેના ગામની નજીકનો એક મનુષ્ય, રાત્રિએ નિદ્રા ન આવવા માટે શું કરવું, તે વિષે તેની સલાહ લેવા આવ્યો. તે મનુષ્યે કહ્યું કે મને દરરોજ રાત્રિએ દશ વાગતાથી તે બાર વાગતા સુધી નિદ્રા આવતી નથી, કારણ કે તે સમયે મારે કાને એવો અવાજ આવે છે કે જાણે કે મારા

ઓરડામાં કોઈ હથોડાથી લોઢું ઘડે છે. એન્ડ્લે તેને પૂછ્યું કે તારે તારા ગામમાં કોઇની સાથે શત્રુતા છે? તેણે ઉત્તર આપ્યો કે બીજા કોઈ સાથે તો મારે તેવું કંઇ નથી, પણ એક ઘોડાના નાળ જડનારસાથે મારે ઘણાં વર્ષઉપર લડાઈ થઈ હતી, પણ તેનું ઘરથી એટલું દૂર છે કે ત્યાં જતાં પંદર મિનિટ થાય; અને ત્યાંથી તેવા અવાજો આવવાનો કશો સંભવ નથી. એન્ડ્લે કહ્યું, તારે ઘેર પાછો જા. હું તારૂં દુઃખ ટાળીશ, અને તને નિદ્રા આવશે એવું કરીશ. પેલા નાળ જડનારને એન્ડ્લ સારી રીતે- ઓળખતો હતો. તેથી બીજે દિવસે તેણે તેને પોતાની પાસે બો- લાવ્યો. તે આવ્યો કે તરત જ તેણે તેને કઠોર શબ્દથી પુછ્યું કે તું દરરોજ રાત્રિએ દશ અને બાર વાગતા વચ્ચે શું કરે છે? તેણે ઉત્તર આપ્યો કે હું એક એરણઉપર એક લોઢાના સળીયાને મૂકીને તેને મોટા હથોડાથી ટીપું છું. અને તે જ વખતે, કેટલાંક વર્ષ ઉપર એક દુષ્ટ માણસે મને ઠગ્યો હતો, તેને આ ટીપવાના અવાજથી ઉંઘમાં ખલેલ પહોંચે, એવો દૃઢ સંકલ્પ કરૂં છું. એ- ન્ડ્લે કહ્યું, બહુ સારૂં, પણ હવે તારો હેતુ સિદ્ધ થયો છે, તેથી આજથી તારે એ બિચારાને હવે ન પજવવો. અને જો પજવીશ તો મેલી વિદ્યા જાણનાર તથા દુષ્ટ મનુષ્યતરીકે હું તને ઉઘાડો પાડીશ. તે નાળ જડનારે વૈદ્યનું કહ્યું માનીને તે દિવસથી રાત્રિએ લોઢું ટીપવાનું બંધ કર્યું, અને પેલા મનુષ્યને અવાજ સંભળાતા બંધ થવાથી પાછી ઉંઘ આવવા માંડી.

ઉપરની વાત કૈસરે Kieser પોતાના ૮મા ગ્રંથરક્ષાગારમાં (Archive VIII, 2, p.45) પ્રમાણભૂત સ્થળેથી પ્રાપ્ત કરી લખી છે અને તેની સત્યતામાં સંશય ધરવાનું કશું કારણ હજી સુધી

અને મળ્યું નથી. તે નાળ જડનાર પોતાની સંકલ્પશક્તિના પ્રભાવથી પેલા ખેડુતની ઉંઘમાં સહેલાઇથી ખલેલ પહોંચાડી શક્યો હતો, પણ હથોડાથી લોઢું ટીપ્યા વિના એકલા સંકલ્પવડે તે તેમ કરી શક્યો હતો કે નહિ તે વિષે મને બહુ સંશય રહે છે. તે જ પ્રમાણે પૂર્વે કહી ગયા તેમ મંત્ર બોલ્યા વિના પેલી વૃદ્ધ સ્ત્રી વ્યાધિઓ પણ ટાળવા સમર્થ ન જ થઇ હોત. એમ છતાં પ્રથમ પ્રસંગમાં હથોડાથી લોઢાનું ટીપવું તથા દ્વિતીય પ્રસંગમાં મંત્રનું બોલવું એ બંને વસ્તુતઃ કાર્યસિદ્ધિમાં કેવળ નિરર્થક હતાં.

આ દેખીતા વિરોધનું સમાધાન કઠિન નથી, અને આ વિષયના પૂર્વનાં પૃષ્ઠોમાં તેનું સૂચન થઇ પણ ગયું છે. કેટલાક વિષય એવા છે કે જેનું સમાધાન પ્રત્યેક મગનભાઈ કે છગનભાઈ આપી શકે છે, અને વળી કેટલાક વિષયો એવા છે કે જેનું સમાધાન આપતાં મોટા મોટા પંડિતો અને વિદ્વાનો પણ મુંઝાય છે જે વિષયોનું સમાધાન આપતાં વિદ્વાનો મુઝાય તે વિષયો માનુષાતિગ supernatural—(મનુષ્યની શક્તિ બહારના) ગણાય છે, અને જો આપણા નિત્યના અનુભવમાં તેવા પ્રસંગો ન આવતા હોય તો તો તેઓ નથી જ * બનતા, એમ સ્પષ્ટપણે કહેવામાં આવત. એ જ પ્રમાણે સંકલ્પના બળના અસ્તિત્વવિષે પ્રત્યેક દેશમાં અને પ્રત્યેક કાળમાં અસંખ્ય નિશ્ચયાત્મક પ્રસંગો તથા અનુભવોથી સિદ્ધ થઈ ચુક્યા છતાં પણ મનુષ્યોએ તે વાત ગપ છે અર્થાત્ સંકલ્પમાં

---

* અને આવું આપણા દેશમાં બન્યું છે. જ્યોતિષવિદ્યા, ભૂતવિદ્યા, મંત્રવિદ્યા, કિમીયો વગેરેને ખોટાં છે, એવું કહેતાં જ્યારે યુરોપ તથા અમેરિકાના વિદ્વાનો સંકોચાય છે, ત્યારે આપણા દેશના અર્ધદગ્ધ વિદ્વાનો તેમને નિઃશંકપણે ખોટાં વદે છે. એટલું જ નહિ, પણ તેનું ખોટાપણું સિદ્ધ કરવા કેટલાક ગ્રંથો રચવાના પણ પ્રયત્ન થયા છે, અને થાય છે.

કશું જ બળ નથી, એમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. બાળકો વહેમી ન થઈ જાય એવા સ્તુત્ય આશયથી તેમને નાનપણથી જ શીખવવામાં આવે છે કે જે વસ્તુને આપણો હાથ પહોંચી ન શકે, એવી દૂરની વસ્તુઉપર, વચ્ચે કોઈપણ સાધનવિના કેવળ મનના વિચારથી અસર થવી, એ વાત અસંભવિત છે, અને જે વાત છગનભાઇ કે મગનભાઇથી સમજાવી ન શકાય તે સર્વ ખોટી છે, વહેમ છે, બુદ્ધિવિરુદ્ધ છે, અને મધ્ય કાળના ઉદરંભર અજ્ઞાન પ્રપંચી લોકોએ પોતાનો સ્વાર્થ સાધવા, લોકોમાં ઘુસાડી દીધી છે. પરિણામ એ આવ્યો છે કે આ પ્રકારની કેળવણી આપીને આપણે એક એવી પ્રજાને ઉત્પન્ન કરીએ છીએ કે જે સર્વ વિષયોમાં અશ્રદ્ધા ધરનારી થઇ છે, તથા જે પ્રત્યેક ધર્મને તથા પ્રત્યેક ધર્મની વિવિધ ચમત્કારિક વાતોને અવિશ્વાસની દૃષ્ટિથી જુએ છે, અને આથી કરીને ધર્મરહિત પ્રજાને અને તે દ્વારા નીતિબળવિનાની પ્રજાને આપણે આપણી મેળે જ ઉત્પન્ન થવાનો સંભવ આણ્યો છે. હેલ (Halle) ના પ્રસિદ્ધ પ્રો૦ થીઓલક (Prof. Theolack) વિષે એવું કહેવાય છે કે એક પ્રસંગે તેમણે તેમના વિદ્યાર્થીઓને કહ્યું કે ગૃહસ્થો! જો હું એવો દૃઢ સંકલ્પ કરૂં કે આ કાચનો ગ્લાસ આ મેજપરથી પોતાની મેળે ઉંચો થાઓ, અને હવામાં ઉડતો ઉડતો પાછો મેજપર આવો તો તેણે મારા સંકલ્પને અધીન થવું જ જોઇએ.' જો કે જોઇએ તેવી દૃઢતાથી સંકલ્પ કરવાને આપણે અસમર્થ છીએ તોપણ હું માનું છું કે તેનું આ કહેવું ખરૂં હતું. બાળપણથી જ આવું બનવું કેવળ અશક્ય છે, એવું આપણને શિક્ષણ મળ્યું છે, અને તેથી કરીને અસંભવિત જણાતી કોઇ વાત

બનવાનો ગમે તેવો આપણે દૃઢ સંકલ્પ કરીએ તો પણ આપણા અંતરના ઉંડા ભાગમાં કોઈ સ્વર આપણને એમ જ કહે છે કે 'આમ બનવું અશક્ય છે। આમ બનવું અશક્ય છે।' આનો આવશ્યક પરિણામ એ જ આવે છે કે આપણા સંકલ્પનું બળ શિથિલ થઈ જાય છે અને આપણું ધારેલું કાર્ય અશક્ય જ રહે છે. આ કારણથી જ અયોગ્ય તર્કની જાળથી ભ્રષ્ટ થએલી મનુષ્ય જાતને ઉદ્દેશીને ઈશુ ખ્રિસ્તે કહ્યું છે કે 'ખરેખર, હું તમને સત્ય કહું છું કે તમારામાં જો એક રાઇના દાણાજેટલી પણ શ્રદ્ધા હોય તો આ અચલ પર્વતોને પણ તમે ચલાયમાન કરી શકો."

નિશાળમાંથી અને તેવાં જ બીજાં સ્થળોમાંથી પ્રાપ્ત કરેલું ડહાપણ તથા વ્યવહારકુશળતા તર્કશક્તિ સાથે જેમનાં નષ્ટ થઈ ગયાં હોય છે, એવા ગાંડા માણસોને જો આપણે જોઇશું તો સંકલ્પના બળવડે જે આશ્ચર્યકારક ચમત્કારો તેઓ કરી શકવા સમર્થ હોય છે તે જોઇને આપણે ચકિત થઈ જઇશું. તેઓના ઉપર વરસાદનાં અને પવનના તોફાનોની કશી જ અસર થતી નથી. તેઓ બરફમાં ટાઢ વાયાવિના અથવા તે વડે હાનિને અનુભવ્યા વિના નગ્ન પડ્યા રહે છે. તેઓ ભારેમાં ભારે વજનને સહેલાઇથી ઉંચકે છે, અને કાચા સૂતરના તાંતણાની પેઠે મજબૂતમાં મજબૂત ગાંઠોને પણ તોડી નાંખે છે. સુધરેલા દેશોની મિથ્યા કેળવણીથી, કુદરતના કાયદાઓવિષેના જેમના જ્ઞાનઉપર અંધાર પિછોડો ફરી વળ્યો હોતો નથી, એવા જંગલી મનુષ્યોને પણ જો આપણે જોઇશું તો પણ આપણને વર્ણવેલો જ અનુભવ થશે. તેઓ આશ્ચર્યકારક કાર્યો કરી શકે છે. કારણ કે તેઓ માનતા હોય છે કે અમારામાં આ

કરવાનું સામર્થ્ય છે, અને તેથી કરીને તેઓનું સંકલ્પબળ શંકાથી અથવા ભયથી કુંઠિત થતું નથી. આ કારણથી જ તેઓની ઇન્દ્રિયો આપણા કરતાં અત્યંત તીવ્ર હોય છે, તેઓમાં શરીરબળ આપણા કરતાં અત્યંત અધિક હોય છે, અને તેઓને શસ્ત્રના ઘા વાગે છે, અથવા ગમે તેવું બીજું દુઃખ થાય છે, તોપણ તેઓ તેને કશા લેખામાં ગણતા નથી. અત્યંત વિશ્વાસ રાખવા યોગ્ય પ્રવાસીઓ આપણને જણાવે છે કે અમેરિકાનો ઇંડિયન પોતાની સ્ત્રીના મૃત્યુથી અત્યંત ખિન્ન થવાથી, શય્યામાં સુઇ રહે છે, અંગને સંકોચે છે, પગને બીજા પગઉપર ચઢાવે છે, હાથની અદબ વાળે છે, મરવાનો દૃઢ સંકલ્પ કરે છે,–અને મરી જાય છે.

ધર્મના ઉન્માદવાળા મનુષ્યોના પ્રસંગમાં પણ આવું જ બનેલું અનુભવવામાં આવ્યું છે. સોળમા સૈકામાં થઇ ગયલા 'કન્વલ્ઝયનિસ્ટ' પંથના લોકોનો ઇતિહાસ જોતાં આવા અનેક પ્રસંગો તેમાં દૃષ્ટિએ પડે છે. પારિસમાં સેંટ મેડર્ડના કબરસ્તાનમાં આ લોકોએ કરેલા ચમત્કારો ઇતિહાસમાં સુપ્રસિદ્ધ છે. ધર્મના પ્રબળ આવેશથી આ લોકોના વિચારો, વ્યાવહારિક મનુષ્યોના વિચારોથી ભેદવાળા થઇ જવાથી તેમના મનની વિલક્ષણ સ્થિતિ થતાં તેઓને દિવ્ય દૃષ્ટિ, તથા ભૂતભવિષ્ય જાણવાનું સામર્થ્ય પ્રાપ્ત થયું હતું, અને તેઓનો વૃત્તાંત લખનાર પોતાના 'સેવેનીઝ' નામના ગ્રંથમાં કહે છે કે જ્યારે તેઓ અત્યંત હર્ષોન્માદની અવસ્થામાં આવતા ત્યારે ઘણી જ દૂરની વસ્તુઓ, પાસે હોય તેની પેઠે તેઓ જોતા તથા ભવિષ્યમાં થનાર બનાવોને પણ આગળથી જાણી કહેતા. પારિસના પૂર્વોક્ત કબરસ્તાન–આગળ મનના બળથી તેઓ શરીરના વ્યાધિઓ નિવારતા તથા

ન માનવામાં આવે એટલું શરીરનું બળ દર્શાવતા. આ લોકોના સંબંધમાં 'કાર ડિમોન્ટજરોન' (Carre de modtgeron) નીચે પ્રમાણે લખે છે:—ઇ૦ સ૦ ૧૭૨૪ માં પારિસના કબરસ્તાનઆગળ કન્વલ્ઝનિસ્ટ લોકો પ્રથમ ઉત્પન્ન થયા. તેઓ બાર વર્ષ સુધી રહ્યા. આ સમયમાં સર્વ પ્રકારના વ્યાધિવાળા મનુષ્યો ત્યાં જતા. ત્યાં તેમના ઉપર વિવિધ પ્રકારની ક્રિયાઓ કરવામાં આવતી, અને તેના પરિણામમાં તેઓના વ્યાધિ મટી જતા. રોગ ટાળવાને માટે માંદા મનુષ્યો ત્યાં પોતાના પેટઉપર અને શરીરનાં બીજાં અંગો-ઉપર ભારે ઓજારોથી, લાકડાના દંડાઓથી, પોણો મણ વજનની લોખંડની કોશોથી અને અણિવાળી લાકડીઓથી ફટકા લગાવવા દેતા, અને આવા પ્રહારથી તેઓને જરા પણ વાગવાને બદલે ઉલટું તેઓને એક પ્રકારના સુખનું ભાન થતું, અને તે સુખનું ભાન જેમ પ્રહાર વધારે જોરથી ચોઢી કાઢવામાં આવે તેમ વધારે જણાતું. કોઈ કોઇ વખત રોગીમનુષ્યના શરીરઉપર એક પાટીયું મૂકવામાં આવતું, અને વીસ અથવા વધારે મનુષ્યો તેના ઉપર ચઢી બેસતા. આટલું છતાં રોગીને કિંચિત્ પણ દુઃખ થતું નહિ. આ સર્વ વાતની સિદ્ધતા પ્રમાણભૂત લેખી પુરાવાથી તથા નજરો નજર જો-નારા વિશ્વાસ રાખવા યોગ્ય સાક્ષીઓથી સ્થાપિત થઈ ચુકી છે. જઠરજેવા શરીરના અવયવઉપર આવા સખ્ત પ્રહાર થાય, અને માંદા માણસને કશી પણ ઈજા ન થાય ત્યારે આપણે એવું અનુ-માન કરવું જ જોઇએ કે માંદા મનુષ્યોમાં એવું કોઇ વિલક્ષણ સંકલ્પબળ અથવા શ્રદ્ધાબળ તે પ્રસંગે જાગ્રત્ થતું હોવું જોઈએ કે જે બળથી સામાન્ય મનુષ્યોથી સહન ન કરી શકાય, એવા પ્રહારોને તેઓ પુષ્પના પ્રહારની પેઠે સહન કરી શકતા.

સંકલ્પ.કરનારના શરીરઉપર સંકલ્પની જે ચમત્કારિક અને ન માની શકાય એવી અસર થાય છે તેનાં પ્રાચીન અને અર્વાચીન લેખકોએ વર્ણેલાં માત્ર થોડાંક ઉદાહરણો અત્ર આપીએ છીએ.

પ્રસિદ્ધ આરબ વૈદ્ય એવીસેના લખે છે કે એક મનુષ્ય પોતાના શરીરનો ગમે તે સ્નાયુ પોતાની ઇચ્છામાં આવે ત્યારે જડ-જેવો કરી નાંખતો. હેલર એવા ઘણા મનુષ્યોના ઉદાહરણો આપે છે કે જેઓ પોતાનાં હૃદય નાડી અને પ્રાણને ગમે તે સમયે સ્તંભાવી દેતા. સેંટ ઑગસ્ટાઈન લખે છે કે મેં એક એવો મનુષ્ય જોયો હતો કે જે ધારતો તે સમયે પોતાને આખે શરીરે પરસેવો આણતો. તે એક સાધુનું અત્યંત આશ્ચર્યકારક દૃષ્ટાંત આપે છે. આ સાધુ સંકલ્પમાત્રથી બેભાન થઇ જતો, અને શ્વાસને રોકી દેતો તે એટલે સુધી કે તેને તીક્ષ્ણ ચુંટીઓ ખણવામાં આવે, સોયો ભોંકવામાં આવે, અથવા તેના ઉપર સળગતો કોયલો મૂકવામાં આવે તોપણ તેને તેનું લેશ પણ ભાન થતું નહિ. હરમોટી મોસમાં રહેનાર એક વૃદ્ધ પુરુષવિષે પ્લિની લખે છે કે તે મનુષ્યનો જીવ તેના શરીરમાંથી બહાર નીકળતો, અને પછી જ્યારે પાછો તે શરીરમાં પાછો આવતો ત્યારે ભિન્ન સ્થળે જોયેલા અનેક પ્રસંગોનું તે આબેહુબ વર્ણન કરતો. અને આ વર્ણન એવું થતું કે તે પ્રસંગ નજરે જોયા વિના તેનું વણુન થઈ શકે જ નહિ. પરંતુ આ સ્થિતિમાં તે વૃદ્ધ મનુષ્ય પોતાના સંકલ્પથી આવતો કે શાથી તે વિષે કશું વર્ણન કરેલું ન હોવાથી તે સંકલ્પથી જ થતું કેમ તે વિષે કશો નિશ્ચય આપણે બાંધી શકતા નથી. તોપણ કાર્ડૈનસ આપણને ખાતરીથી કહે છે કે "હું મારી નજરમાં આવે

ત્યારે એક પ્રકારની જડ સ્થિતિમાં આવી જાઉં છું, અને આ સ્થિતિમાં મને કોઇ પણ જાતના સ્પર્શનું ભાન થતું નથી; વળી હું વિવિધ સ્વરો સાંભળું છુ, પણ તેના અર્થનું મને ભાન થતું નથી; અને જાણે મારો જીવ મારા શરીરમાંથી બહાર નીકળી જતો હોય એમ મને તે પ્રસંગે લાગે છે. બર્નીયર કહે છે કે નેત્ર જુએ નહિ, કર્ણ સાંભળે નહિ અને ત્વચાને સ્પર્શનું ભાન થાય નહિ એવી જડજેવી સ્થિતિ હિંદુસ્તાનના બ્રાહ્મણોમાં અને ફકીરોમાં સાધારણ છે, અને પ્રબુદ્ધ પુરુષોએ તથા ઈશ્વરમાં અભેદભાવને પામેલા યોગીઓએ આ સ્થિતિને પ્રાપ્ત કરવાના નિયમો પણ રચી કાઢ્યા છે. તો પણ યંગ સ્ટિલિંગ અધિક અદ્ભુત વાર્તા લખે છે કે એક અમેરિકન પોતાની સંકલ્પશક્તિના પ્રભાવવડે દૂરનાં સ્થળોમાં તત્કાળ જતો, અને તેનું સ્થૂલ શરીર શબની પેઠે પડી રહેતું. એક વહાણનો કપ્તાન ઇંગ્લાંડ ગયો હતો, અને દીર્ઘ સમય વ્યતીત થયા છતાં પણ પાછો ફર્યો ન હોતો. તેની સ્ત્રીએ પોતાનો પતિ હાલ ક્યાં છે, એ વિષે આ સિદ્ધ પુરુષને પૂછ્યું. તે પુરુષ તરત જ પાસેની ઓરડીમાં ગયો, જડજેવી સ્થિતિમાં તેણે પ્રવેશ કર્યો, અને કેટલીક વારે જાગ્રત્ થયા પછી જણાવ્યું કે હું લંડનમાં ગયો હતો, તમારા સ્વામિને મળ્યો હતો. અને તેના તરફથી મને ખબર મળી છે કે તે હવે અલ્પ સમયમાં પાછા આવશે. જ્યારે તે સ્ત્રીનો પતિ ઇંગ્લાંડથી પાછો આવ્યો ત્યારે તેણે પેલા સિદ્ધ પુરુષને ઓળખ્યો અને જણાવ્યું કે આ પુરુષ મને લંડનમાં અમુક સમયે મળ્યો હતો. તેણે જે દિવસ તથા સમય જણાવ્યો તે સમય તેની સ્ત્રીને તેણે ઉપરની હકીકત જે સમયે જણાવી હતી, તે જ હતો. આ જ પ્રમાણે ઇચ્છા-

નુસાર તત્કાળ દૂરનાં સ્થળોમાં જવાનું સામર્થ્ય ધરાવનાર અન્ય પુરુષનું ઉદાહરણ યંગ સ્ટિલિંગ લખે છે. ઈ. સ. ૧૭૫૯ના સપ્ટેંબર માસના પાછલા ભાગમાં સ્વિડનબોર્ગ એક દિવસ શનિવારે સાંજે ચાર વાગે ઇંગ્લાંડથી આવ્યો અને ગોથેનબર્ગમાં ઉતર્યો. મિ. કેસ્ટલે તેને તથા તેની સાથે બીજા પંદર ગૃહસ્થોને પોતાને ત્યાં ભોજનનું નિમત્રંણુ કર્યું. તે સાંજે ૭ વાગે સ્વિડનબોર્ગ બહાર ગયો. અને વ્યાકુળ તથા ફીક્કા મુખથી પાછો આવીને જમવાના સ્થળમાં બેઠો. તેણે કહ્યું કે સ્ટૉકહોમમાં આગ લાગી છે. અને તે વગરઅટકયે વધ્યે જાય છે. ગોથેનબર્ગ જ્યાં તે હતો તે સ્થળ સ્ટૉકહોમથી ૨૦૦ માઇલ દૂર હતું. તે આકુળવ્યાકુળ થવા લાગ્યો અને વારંવાર બહાર જતો. તેણે કહ્યું કે મારા એક અમુક મિત્રના ઘરને આગ લાગી છે, અને તે બળીને ખાખ થઈ ગયું છે, અને હવે મારા પોતાના ઘરની લગભગ આગ આવી પહોંચી છે. રાત્રે આઠ વાગતાં. વળી તે પાછો બહાર ગયો અને પાછો આવ્યો ત્યારે આનંદથી જણાવ્યું કે ઈશ્વરનો મોટો ઉપકાર થયો. આગ ઓલવાઇ ગઈ છે. મારૂં ઘર લાગવામાં વચ્ચે એક જ ઘર હતું. આ સમાચારથી આખા નગરમાં ખળભળાટ થઈ રહ્યો. અને તે જ દિવસે રાત્રે તે સમાચાર ત્યાંના સુબાને જણાવવામાં આવ્યા. બીજે દીવસે સવારે તેણે સ્વીડનબોર્ગને પોતાની સમક્ષ બોલાવ્યો, અને આગસંબંધિ વૃત્તાંત તેને પૂછયો. સ્વીડનબોર્ગે આગ કેવી રીતે શરુ થઈ હતી, કેવી રીતે તે અટકી, અને કેટલોક સમય તે ચાલુ રહી, એ સર્વ વાર્તા યથાસ્થિત કહી બતાવી. સોમવારની સાંજે ગોથનબર્ગમાં સ્ટૉક-હોમના વ્યાપારીઓએ આગ પ્રકટી તે સમયે મોકલેલો કાસદ સમાચાર લેઇ આવ્યો. મંગળવારની સવારમાં સુબાના મહેલમાં સરકારી કાસદ

આગના સમાચાર લેઇને આવ્યો. આ સમાચાર, સ્વીડનબોર્ગે જે હકીકત કહી હતી તે જ પ્રમાણે અક્ષરે અક્ષર મળતા હતા. રાત્રે બરાબર આઠ વાગે જ આગ બંધ પડી હતી.

હવે જો કોઇ મનુષ્ય એક ક્ષણમાં દૂરના સ્થળમાં સંકલ્પમાત્રથી જવાને સમર્થ હોય તો, તે વાતઉપરથી એ પણ ફલિત થાય છે કે પાસે રહીને તે જે કંઇ કરી શકે તેટલું જ તે દૂર રહીને પણ કરી શકે જ. સામાન્ય મનુષ્યો આજે પણ આ બનવું સંભવિત છે; એમ સ્વીકારે છે; અને સાધારણ મનુષ્યોની આવી આસ્તિક-બુદ્ધિની અવજ્ઞા કરવી યોગ્ય નથી; કારણ કે મોરસ્ટ કહે છે તે પ્રમાણે સામાન્ય લોકોના વહેમો પણ સર્વદા ઈશ્વરી નિયમને અત્યંત સંબધ ધરાવનારા હોય છે. સ્વલ્પમાં અમે પૂછીએ છીએ કે તમે શ્રદ્ધા કોને કહો છો, અને વહેમ કોને કહો છો ? સામાન્ય મનુષ્યોને પુષ્કળ બાબતો વહેમભરેલી છે એમ કહેવામાં આવ્યું હોય છે, તેથી શું તેમને વહેમભરેલી તેઓ નથી ગણતા ? અને તે જ પ્રમાણે પુષ્કળ બાબતો સાચી છે, એવી જો કે તેમને પોતાને ખાતરી નથી હોતી અને ખાતરી થઇ શકે એવો પણ સંભવ હોતો નથી તોપણ બીજાઓ તેમને સ્વીકારે છે, અને બીજાઓ તેમને સાચી માને છે માટે તે તેમને સ્વીકારતા અને સાચી માનતા નથી શું ? અને કહેવાતા વિદ્વાન્ મનુષ્યોમાં પણ શું આવું નથી જોવામાં આવતું ? આપણા કહેવાતા જ્ઞાનનો, આપણા કહેવાતા ડહાપણનો, આપણી કહેવાતી વિદ્વત્તાનો મોટો અથવા નાનો ભાગ બીજાના જ વિચારોનો, બીજાના જ અભિપ્રાયનો, બીજાના જ સિદ્ધાંતોનો અને બીજાની જ પ્રતિજ્ઞાઓ (Hypothesis) નો બનેલો હોય છે. દૃશ્ય જગતનું અર્થાત્ આપણી દુનિયાનું, આકાશનું અને આપણાં

પોતાનાં જીવનનું જે કંઇ આપણે જાણીએ છીએ, અને જે જાણવું હજુ બહુ અપૂર્ણતાવાળું છે તે સર્વ બીજું કંઈ જ નથી, પણ આપણે માની બેઠેલા વિચારોનો સમૂહ છે, અને આ વિચારો, જેમ જેમ સમય જાય છે તેમ તેમ બદલાતા જાય છે. નાનપણમાં આપણે જે માનતા હતા, તે યુવાવસ્થામાં માનતા નહોતા અને યુવાવસ્થામાં જે માનતા હતા, તે વૃદ્ધાવસ્થામાં આપણને ખરૂં જણાતું નથી. ગઇ કાલ માનેલું આજે ખોટું જણાય છે, અને આજે એક ક્ષણપૂર્વે કરેલો નિશ્ચય અન્ય ક્ષણે બદલાય છે જ્યારે પ્રસિદ્ધ આરબ ખગોળવેત્તાઓએ અવલોકન કરી જણાવ્યું કે પ્રાચીન યુનાનીઓ અને હિંદુઓ પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે, એવું જે કહે છે, તે ખરૂં છે ત્યારે લોકો આ કથનને વહેમ ગણી હસી કાઢવા લાગ્યા, પણ પૃથ્વી ફરે છે, એવા કોપર્નિકસના વિચાર જ્યારે સ્વીકારાવા લાગ્યા ત્યારે બાઇબલમાં પૃથ્વી અચલ છે, એવો જે નિશ્ચય વર્ણ્યો છે તે નિશ્ચયને પાછા તેઓ વહેમરૂપે ગણવા લાગ્યા.

આમ હોવાથી લોકમાં મનાતી બાબતો વહેમરૂપ જ છે, એવો એકદમ નિશ્ચય બાંધવાની ભૂલ આપણે ન કરવી જોઇએ. લોકમાં આવા કહેવાતા વહેમભરેલા વિચારો બંધાવાનું કંઇક મૂળ કારણ હોય જ છે. ચકલે ઉતાર મૂકવા, નજર ઉતારવી, શુકન જોવા વગેરે અનેક બાબતો આજના સુધારાના વખતમાં વહેમ ગણાય છે, અને આ ક્રિયાઓ એકલી લાભ અથવા હાનિ કરવાને સમર્થ નહિ હોય પણ તે ક્રિયાઓ કરતી વખતે જે સંકલ્પશક્તિનો ઉપયોગ કરવામાં આવે છે, તે અવશ્ય લાભ હાનિ કરવાને સમર્થ હોય છે.

જ્વરના ઉન્માદમાં, મૃત્યુના ભયના સમયમાં તથા ક્રોધ વગેરે વિકારોના આવેશજેવા અસાધારણ પ્રસંગોમાં સંકલ્પશક્તિનો

જ્યારે ઉપયોગ થયો હોય છે, ત્યારે તેની અસર બહુ ઉગ્ર હોય છે. બહુ જ ભયવાળી સ્થિતિમાં અથવા મદદની અત્યંત જરૂરવાળી સ્થિતિમાં મનુષ્યોના અવાજ સેંકડો ગાઉ દૂર તેમના મિત્રો અને સંબંધિઓથી સાંભળવામાં આવવાના જે આશ્ચર્યકારક પ્રસંગો બને છે, તથા મરનાર મનુષ્યે મરતીવખતે ઉચ્ચરેલા શાપ બહુ જ ભયંકર નીવડે છે, તેનું કારણ આ જ છે. એક પ્રસંગે એક નિર્દોષ મનુષ્યને એક ન્યાયાધીશે મૃત્યુની શિક્ષા કરી. ફાંસી દેતી વખતે તે નિર્દોષ મનુષ્યે તે ન્યાયાધીશનું, અમુક દિવસે અમુક સમયે મૃત્યુ થશે, એવો શાપ આપ્યો. આ વાતની તે ન્યાયાધીશને કોઇએ ખબર કરી ન હોતી, અને તે વાત તે જાણતો પણ ન હોતો, એમ છતાં પેલા ફાંસી દીધેલા મનુષ્યે કહેલા દિવસે અને કલાકે તે ન્યાયાધીશ મરી ગયો. સંકલ્પબળથી આમ બન્યું હતું એમ ન માનનાર ટોમેસિન્સે આ બનાવ લખ્યો છે, અને આમ શાથી બન્યું તે તેને ન સમજાવાથી તે લખે છે કે ફાંસી દીધેલા મનુષ્યે શાપ ન આપ્યો હોત તો શું આ ન્યાયાધીશનું તે દિવસે અને તે જ કલાકે ગમે તે રીતે મૃત્યુ ન થાત ? એક નિર્દોષ મનુષ્યને ફાંસીની શિક્ષા કરવાથી તેનું અંતઃકરણ પ્રતિક્ષણ તેને દંશ્યા કરતું હશે તેથી તેનું મૃત્યુ નહિ થયું હોય, એમ કેમ ન ગણવું ? વાંચનારને સ્પષ્ટ કરવાની જરૂર નથી કે આ પ્રશ્નો કેવા નિરર્થક છે અને સત્ય સ્વીકારવું ન પડે તેને માટે આ કેવી નાઠાબારીઓ છે !

આપણા લોકોમાં કોઇની આંતરડી કકળાવવી એ બહુ જ હાનિકરનાર છે, એવું જે મનાય છે તે કેટલું સત્ય છે, તે આથી સ્પષ્ટ થશે. આપણા તુલસીદાસ તો કહે છે કે,—

તુલસી હાય ગરીબકી, કદી ન ખાલી જાય,
મુવે ઢોરકે ચર્મસેં, લુહા ભસ્મ હો જાય.

અર્થાત્ ઉગ્ર આવેશમાં આવેલો સંકલ્પ કદી નિષ્ફળ જતો નથી. જેમ આવેશમાં વદેલા અનિષ્ટ સંકલ્પો હાનિ કરે છે, તેમ પ્રેમાવેશમાં વદેલા શુભ સંકલ્પો મનુષ્યનું હિત સાધે છે. રણમાં ચઢતી વખતે પૂર્વે સંકલ્પપૂર્વક ક્ષત્રિય વિરોને રક્ષાબંધન કરવામાં આવતું, અને તેથી અનેક પ્રસંગોમાં તેમનું રક્ષણ થયેલું ઇતિહાસોમાં તથા વાર્તાઓમાં પ્રસિદ્ધ છે. માદળીયામાં પહેરવામાં આવતા યંત્રો, મંત્રેલી ભસ્મ, મંત્રેલું પાણી, તાવીજ વગેરે સર્વ-વડે પૂર્વે જે લાભ થતા તથા આજે કોઇ કોઈ સ્થળે થાય છે, તેમાં આ સંકલ્પ જ પ્રબળ કારણ છે. આ અને આવી બીજી અનેક બાબતોને વહેમરૂપે ગણી કાઢવી, એ કુદરતના નિયમોનું ભારે અજ્ઞાન સૂચવે છે.

ખરૂં છે કે આજે સંકલ્પબળવિનાના અનેક મનુષ્યો ઢોંગ-ધતુરા કરી તથા ધંતરમંતર કરી અનેક અજ્ઞાન ભોળાં મનુષ્યોને ઠગે છે, પણ તેથી સંકલ્પબળ જ ખોટું છે, એમ વદવું, એ અજ્ઞાન છે. સોનાના દાગીનાનું નામ દેઇ પીતળના દાગીના કોઇ માથે મારી જાય તેથી જ્યાં જ્યાં પીળા રંગનો દાગીનો દૃષ્ટિએ પડે ત્યાં ત્યાં તે પીતળનો જ છે, સાચો જગત્માં છે જ નહિ, એમ નિશ્ચય કરી બેસવું, તેના જેવું આ છે. આટલા વિવેચનથી હું આશા રાખું છું કે હવેપછી જે પ્રસંગો હું વર્ણવવાનો છું, તે વાંચનાર સારી રીતે સમજી શકશે.

લિડીને, પૂર્વે કહી ગયા પ્રમાણે, મળી આવ્યા પછી રાત્રે હું

મારા સુવાના ઓરડાની બારીઆગળ ઉભો, અને મારૂં ડોકું બા-રીમાંથી બહાર રાખીને, મેં તે તરુણુ બાળાના ગૃહપ્રતિ મારી દૃષ્ટિ સ્થાપી, અને તે બાળા મારે ત્યાં આ સમયે આવે એવો દૃઢ સંકલ્પ કર્યો.

આશરે અર્ધા કલાક પછી, નદીને તટે આવેલાં વૃક્ષોમાંથી એક ગૌર વર્ણવાળી આકૃતિ મારાપ્રતિ આવતી જણાઈ.

મને અધૈર્ય ઉત્પન્ન થવા માંડયું. મેં પુનઃ સંકલ્પ કર્યો કે લિડીએ મારાપ્રતિ દોડતા આવવું.

તત્ક્ષણ મેં જોયું કે તેની ગંભીર એકસરખી ગતિ અસ્થિર થવા માંડી, બીજી ક્ષણુ થઈ નહિ એટલામાં તો તેણે દોડવા માંડયું. બીજી એ મિનિટમાં તે, મારી બારીતળે, ગુલાબના પુષ્પના ક્યારામાં આવીને ઉભી રહી.

બાગમાં પાસે જ એક નિસરણી પડી હતી. મેં સંકલ્પ કર્યો, કે તે નિસરણી તેણે ઉંચકી લેઇ આવવી, મારી બારીસાથે મૂકવી, અને તે ઉપર ચઢીને મારા ઓરડામાં પ્રવેશ કરવો.

બિચારી લિડી એક ચોરની પેઠે નીચે ઉભી હતી. તેનું માથું નીચે ઢળી ગયેલું હતું, તથાપિ તેની દૃષ્ટિ તેણે ઉંચે મારાપ્રતિ નાંખી હતી. મેં જોયું કે તેનું આખું શરીર ભયથી કંપતું હતું. તે નિ-સરણીની પાસે ગઈ, તેના તરફ ધારીને જોયું, અને પછી તેને ઉં-ચકવાને પ્રયત્ન કર્યો. હું તેને ઉત્તેજન મળે એવો એક પણુ શબ્દ બોલ્યો નહિ. હું મૌનપણે માત્ર તેને જોયા કરતો હતો; માત્ર મારો સંકલ્પ જ પ્રયત્નશીલ હતો.

નિસરણી એટલી બધી ભારે હતી કે લિડીએ પુષ્કળ પ્રયત્ન કર્યા છતાં પણુ તે તેનાથી ઉંચકાઇ નહિ.

મેં સંકલ્પ કર્યો કે 'તે તારાથી ઉંચકાશે જ.'

ક્ષણમાં જ આ સુકુમાર અબળ બાળામાં બળ આવેલું જણાયું. તેણે તે ભારે નિસરણી સરળતાથી ઉંચકી, તેને મારી બારી-સાથે તરત જ મૂકી દીધી, અને હરણીના જેવી ત્વરાથી ઉપર ચઢી આવી. એક છલંગ મારી તે મારા ઓરડામાં પ્રવેશી.

'પ્રભો! આ મેં શું કર્યું?.આ હું શું કરૂં છું? શું આ સ્વપ્ન છે કે સત્ય છે?' એવાં વાક્યો તેના મુખમાંથી નીકળી પડયાં.

મેં કહ્યું: પ્રિયતમા! આ સ્વપ્ન નથી, પણ સત્ય છે.'

તે બોલી: જો એમ છે તો મને કિંચિત્ પણ સમજાતું નથી નથી કે મારૂં ભાન ઠેકાણે છે કે કેમ? અંતર્યામી ઈશ્વર માત્ર જાણે છે કે હું નિર્દોષ છું. હું અત્ર કોઇ અદૃષ્ટ બળથી આકર્ષાઈ આવી છું. આ અદૃષ્ટઆંગળ મારૂં લેશ પણ ચાલતું નથી. મને સમજાતું નથી કે મને શું થયું છે. મારા શરીરમાં જીવ છતાં હું પરતંત્ર પુતળીજેવી થઇ રહી છું.

તે એક ખુરશીપર પડી, પોતાના બે હાથથી પોતાનું મુખ ઢાંકયું અને એકદમ રડી પડી.

હું તેના આગળ ઘુંટણીએ પડયો, તેને ન સમજાય એવા કેટલાક શબ્દો બોલ્યો, અને તેનું અંતઃકરણ તત્કાળ સમાધાનને પામે એવો સંકલ્પ કર્યો.

હજી તો તેના નેત્રમાં તો અશ્રુપ્રવાહ ખળયો નહોતો એટલામાં તો તે મંદમંદ હસી. હવે મેં મારૂ સંકલ્પબળ વાપરવું બંધ કર્યું, અને આ પ્રમાણે તેના મનની શાંત સ્થિતિ થયા પછી મેં તેને પોતાને ઘેર જવા રજા આપી. આ પ્રકારે એક નિર્દોષ બાળાને, તેના ઉપર પ્રેમવિના જ

માત્ર મારા સંકલ્પબળનો પ્રયોગ કરી જોવા મેં મારે ત્યાં આકર્ષણ કરવાની અનુચિત ક્રિયા કરી, અને હું તેના ઉપર પ્રેમ રાખું છું, એવું તેને મિથ્યા ભાન કરાવી તેનું ભવિષ્યનું જીવન દુઃખમય કરી મૂક્યું.

આ પ્રસંગ ઈ. સ૦ ૧૮૨૯ના વર્ષમાં બન્યો. આજે તેને ઘણાં વર્ષ થઈ ગયાં છે, અને તે સમગ્ર પ્રસંગ જાણે એક સ્વપ્ન-સરખો આજે થઈ ગયો છે, તોપણ તેનું જ્યારે જ્યારે મને સ્મરણ થાય છે ત્યારે ત્યારે અપાર ખેદ થયા વિના રહેતો નથી.

ઘણા મનુષ્યોને, જો કે તેઓ આ વાત જાણતા નથી હોતા તોપણ અનેક પ્રસંગે આમ બને છે. આવા પ્રસંગોની સિદ્ધિ થવામાં ખરું કારણ પોતાનું સંકલ્પબળ છે, તેને તેઓ ન જાણતા હોવાથી તેઓ તેની સિદ્ધિમાં કોઈ અન્ય કારણ જ ભુલથી માને છે. કોઈ સ્થળેથી પોતાનું કાર્ય કઢાવી લેવામાં કેટલાક પોતાના વાક્-ચાતુર્યને કારણ માને છે, કેટલાક પોતાની હોશિયારીને કારણ માને છે, કેટલાક પોતાની મોહક રીતભાતને કારણ માને છે, કેટલાક પોતાના સુંદર રૂપને કે એવા જ કોઇ બીજા નિમિત્તને કારણ માને છે, તથાપિ ખરું જોતાં તે કાર્યની સિદ્ધિ થવામાં તેમણે અજાણતાં વાપરેલું તેમનું સંકલ્પબળ જ કારણ હોય છે.

હું અન્યના ઉપર મારું સંકલ્પબળ વાપરતો હતો, છતાં મારા પોતાના દોષો જીતવામાં હું તે બળનો કદી ઉપયોગ કરતો ન હોતો, એ મારો મોટો દુર્ગુણ હતો, અને આનો પરિણામ એ આવ્યો કે જે બળના સદુપયોગવડે હું મારું પોતાનું અત્યંત હિત સાધી શકત, તે બળનો દુરુપયોગ કરવાથી મારું અંતઃકરણ નિરં-

તર પરિતાપને સેવતું રહ્યું. હું માત્ર ગમતને ખાતર મારા સંકલ્પ-બળનો જેના તેના ઉપર ઉપયોગ કરતો, અને તેથી હું ઘણાં મનુષ્યોને વૃથા દુઃખી કરતો. આથી મારું અંતઃકરણ મને અંદરથી દંશ દીધા કરતું હતું, પરંતુ મારી પડેલી દુષ્ટ ટેવ મેં છોડી નહિ.

મારા સંકલ્પબળનાં દુરુપયોગનાં કેટલાં બધાં મનુષ્યો ભોગ થઇ પડયાં હતાં, અને તે સર્વ મનુષ્યોને મેં કેટલાં દુઃખી કર્યાં હતાં, તે સર્વ લખીને વાંચનારને હું ત્રાસ આપવા ઇચ્છતો નથી. મારા સંકલ્પબળનાં ભોગ થઇ પડેલાં મનુષ્યોનું સ્મરણ આજે મારા અંતઃકરણમાં જે પરિતાપ ઉપજાવે છે, તે અસહ્ય છે. મારા દૃષ્ટાંતથી, અન્ય મનુષ્યો પોતાના સંકલ્પબળનો દુરુપયોગ કરતા ચેતીને અટકે, અને જીવતાં નરકની વેદનાને ન ભોગવે, એ અર્થે જ આ ચેતવણીરૂપ વચનો મેં અત્ર લખ્યાં છે.

આ સંધિમાં મારાં મા બાપ મરી જવાથી તેમની ભારે સંપત્તિ મને મળી. પરંતુ મારા જેવા સ્વચ્છંદાચરણે વર્તનારે તેને અલ્પ સમયમાં ઉડાવી દીધી. મને જે વસ્તુની ઇચ્છા થતી તે વસ્તુ તત્કાળ હું મારા દ્રવ્યવડે સંપાદન કરતો. અમુક વસ્તુ મેળવવી એ મારી શક્તિઉપરાંત છે, એવું હું કદી માનતો નહિ. ભાવિમાં મારું શું થશે, એવી ચિંતા મને કદી ઉપજતી નહિ; અને શા માટે મને આવી ચિંતા ઉપજે? જે પદાર્થો મારે જોઇએ તે પદાર્થો માત્ર સંકલ્પથી જ પ્રાપ્ત કરવાનું શું મારામાં બળ નહોતું? અને આ બળને અખંડ અભ્યાસથી શું એટલું બધું ઉત્કૃષ્ટ સ્થિતિએ મેં નહોતું આણ્યું કે જેથી મને કોઇ પણ વસ્તુની તંગી પડવાનો કદી પણ સંભવ ન હોતો? ત્યારે શા માટે મને ભાવિની વૃથા ચિંતા થાય?

મારા સ્વચ્છંદાચરણથી જો કે મારું સર્વ દ્રવ્ય નાશ પામ્યું હતું તોપણ બહાર જગતમાં કોઇને તે વાત જાણવામાં ન હોતી, અને તેથી કરીને સર્વત્ર મારી અસાધારણ પ્રતિષ્ઠા હતી. બે વર્ષ પછી મારૂં કરજ વધીને લગભગ ચૌદ લાખ રૂપૈયાનું થયું ત્યારે જ દ્રવ્યસંબંધી મારી સ્થિતિ લોકોના જાણવામાં આવી. મારા ઉપર ફરિયાદો થઇ, મારી મિલ્કતઉપર જપ્તિઓ બેઠી અને મને પકડવાને વારંટો મેળવવામાં આવ્યાં.

આ સમયે હું મારી બગીમાં બેશીને ઘેરથી નીકળ્યો અને મારા સઘળા ધીરનારાઓને ઘેર જઈ તેમને એક પછી એક, મળ્યો. પ્રત્યેક ધીરનારપ્રતિ અજય્ય સંકલ્પપૂર્વક મેં મારી દૃષ્ટિ દૃઢપણે સ્થાપી. મને જોતાં જ તેઓ મારા પ્રતિ ગાળોના વર્ષાદ વરસાવવા લાગ્યા. હું તેમના હજારો અને લાખો રૂપૈયા હોઇયાં કરી ગયેલો હોવાથી કકળતી આંતરડીએ તેઓ મને, ન સંભળાવાય એવાં વચનો સંભળાંવવા લાગ્યા. મેં ઉત્તરમાં એક પણ શબ્દ કહ્યો નહિ, પણ તેમનાં નેત્રપ્રતિ સ્થિરપણે દૃષ્ટિ સ્થાપી, અને તેઓ શાંત થાય, તથા પોતાનાં ધીરેલાં નાણાનું અર્ધ લેઈને સર્વ દેવું પતાવે અને પૂરાં નાણાં ન આપવાથી ખતમાં જે ગુનેગારી મેં લખી આપી હતી તેથી મને મુક્ત કરે, એવો દૃઢ સંકલ્પ કર્યો. અને મારા સંકલ્પપ્રમાણે જ સર્વ થયું. મને નાણાં ધીરનાર પ્રત્યેકે મને ગાળો દેવી બંધ કરી. અને અર્ધ નાણાં લેઇ મારો નિકાલ કરવા કબુલ થયા. મેં મારી સર્વ મિલ્કત તેમને સ્વાધીન કરી, અને તે લેઇને મારા અત્યંત લાભમાં ઉતરે એવી રીતે મારા લેણદારોએ પોતાના લેહેણાનો ફડચો આણ્યો.

ફડચાનો મુસદ્દો નાંજર જ્યારે લખી રહ્યો ત્યારે સાદાં વસ્ત્ર

ધારણ કરીને અને હાથમાં એક પાતળી સોટી લઇને, સર્વને છેલ્લી સલામ કરવા હું ત્યાં ગયો.

મારા લેણદારોએ મને પૂછ્યું કે 'તમે ક્યાં જાઓ છો?

મેં ઉત્તર આપ્યું: 'લંડન'.

મારા હાથમાં સોટી જોઇ તેઓએ પૂછ્યું, શું પગે ચાલતા જશો?

મેં નિઃશ્વાસ મૂકી હા કહ્યું, અને મને ધીરવાથી પુષ્કળ હાનિ થયેલા એક વૃદ્ધ પુરુષતરફ ધારીને જોયું.

મારી અભ્યસ્ત દૃષ્ટિના ક્ષણભરના પ્રતાપથી તેનું અંતઃકરણ ખળભળી ઉઠયું. તે વૃદ્ધ પુરુષ, એકઠા થયેલા લોકોના ટોળાંમાંથી સર્વને ખસેડતો મારી પાસે આવ્યો. મારો હસ્ત પકડયો, પાસેના બાગમાં મને લઈ ગયો, કોઇ તેને જોતું નથી, એવું જોવાને આજુબાજુ દૃષ્ટિ નાંખી, અને પછી પંદર હજાર રૂપૈયાની એક નોટ મારા હાથમાં મૂકી દીધી.

આ જોઇને, મારા આખા જન્મમાં, આ પહેલી જ વાર મારૂં હૃદય ભેદાયું. મારા નેત્રમાં ભરાઈ આવેલાં આંસુ મેં અત્યંત બળથી રોકી રાખ્યાં, મારા ઉપર ઉપકાર કરનાર વૃદ્ધ પુરુષના હસ્તને મેં ચુંબન કર્યું, અને ભારે પરિતાપથી પ્રજળતા હૃદયસાથે ત્યાંથી પલાયન કરી ગયો.

બે મહિના પછી હું લંડનમાં આવ્યો, એક મહેલ ભાડે લીધો, અને તેમાં અત્યંત ભભકાથી રહેવા લાગ્યો. મારા ઘોડા જોઇને કોઈ અમીરને પણ અદેખાઈ ઉપજે, મારા ખીજમતદારોના, શિકારી કૂતરાઓના, ગાડીવાનોના, ચાબુકસ્વારોના, અને ખાસદારોના પોશાક સોનેરી તથા રૂપેરી ભરતકામથી ઝળાંઝળાં થઈ રહેતા. મારો મહેલ

કારીગરીની તથા મોજશોખની ઉત્તમોત્તમ વસ્તુઓથી શોભવા લાગ્યો. અમીરોમાંથી તથા શ્રીમંતોમાંથી જેઓ અત્યંત પૈસાદાર હતા, તેમાંથી યુવાનોને જોઇ જોઇને મેં મારા મિત્રતરીકે પસંદ કર્યા. તેઓ મારી સાથે ઉઠતા બેસતા, મને પૈસા ધીરતા, મારૂં કામકાજ કરતા, અને જો મેં સંકલ્પ કર્યો હોત તો મારા જોડા પણ સાફ કરત.

આથી વાંચનારને સ્પષ્ટ થશે કે નિરંતર કેળવેલા સંકલ્પથી મનુષ્ય કેટલું કેટલું સાધી શકે છે. સંકલ્પને કેળવવાની કળા આરંભમાં કઠિન છે, અને તે સાધવામાં અત્યંત સાવધાનતા રાખવાની અગત્ય છે. તે કળા કેટલેક અંશે સાધ્ય થયા પછી તો આપોઆપ વૃદ્ધિને પામતી જાય છે. સંકલ્પશક્તિ એ બીજમાંથી તરતનો ફુટી નીકળેલો કોમળ અંકુર છે. આજુબાજુનાં ઝાંખરાં તેને સરળતાથી ઉગવા દેતાં નથી. સહજ વિઘ્ન નડતાં તેનો નાશ થઈ જાય છે. બહુ પાણી સિંચવામાં આવતાં તે કોહી જાય છે, અથવા અધિક તાપ લાગતાં તે સુકાઇને ચીમળાઈ જાય છે. કાંકરાવિનાની, ખેડેલી નરમ ભૂમિ નથી હોતી તો તે દુર્બળ થઈ જાય છે, અને મરી જાય છે. પણ જ્યારે તે નાનો અંકુર વધીને વૃક્ષ થાય છે, ત્યારે તે પોતે જ પોતાનું રક્ષણ કરી શકે છે. પછી તેની બળવાન્ થયેલી શાખાઓ પવનનાં તોફાનને કે વરસાદની ઝડીઓને તે લેખવતી નથી. ઉલટાં તેનાં પાંદડાં, જે જમીનમાં તે ઉગ્યું હોય છે, તે જમીનને અધિક ફળદ્રુપ કરે છે.

બીજાના ઉપર સંકલ્પબળનો પ્રથમ જ્યારે પ્રયોગ કરવામાં આવે ત્યારે નિષ્ફળતા ન મળે તેને માટે બહુ સાવધાનતા રાખવી

જોઇએ. જો પ્રથમ આપણે નિષ્ફળ થઇએ છીએ, પ્રથમ પ્રસંગે જો આપણું સંકલ્પબળ બીજાના ઉપર ચાલતું નથી, અર્થાત્ બીજાના સંકલ્પને અધીન થવાની આપણને ફરજ પડે છે તો સંકલ્પબળને કેળવવામાં પછી આપણે કવચિત્ જ વિજય મેળવીએ છીએ. જેમ સાઇરસ નાનો બાળક હતો ત્યારે પોતાનાથી ઉતરતા ભરવાડના બાળકોને વશમાં રાખીને રાજ્ય કરવાની કળાને શીખ્યો હતો તે જ પ્રમાણે પ્રત્યેક મનુષ્યે પોતાનાથી ઉતરતા પ્રકારના મનુષ્યોઉપર સંકલ્પબળનો પ્રયોગ કરવો જોઇએ. પછી ક્રમે ક્રમે એક એક ડગલું આગળ વધવું જોઇએ; અર્થાત્ અધિક મનોબળવાળા પોતાના સંકલ્પને અધીન થાય ત્યાં સુધી તેમના ઉપર પ્રયોગ કરવા જોઇએ; અને આ પ્રમાણે ક્રમે ક્રમે વધતાં શ્રમવિના અને સરળતાથી અન્યને તમારા સંકલ્પને અનુકૂળ વર્તાવવાની કળા અંતે તમે સાધ્ય કરી શકશો.

આ સમયે, ઉત્તર અમેરિકાના ઇંડિયનોની અત્યંત જંગલી જાતોમાં આઠ વર્ષ ગાળીને સર જ્યૉર્જ કેટલિન ઇંગ્લાંડમાં પાછો આવ્યો હતો. આ ઇંડિયનો જંગલી ઘોડાના નાકમાં ફુંક મારીને અને તેમના ઉપર પોતાનો પ્રશ્વાસ છોડીને કેવી રીતે તેમને પકડતા તથા પાળતા, એવી વાતો તે જ્યાં જ્યાં જતો ત્યાં કરતો. જોકી કલબમાં એક દિવસે આ વિષે ચર્ચા ચાલી. ત્યાં મેં એવો પક્ષ લીધો કે આવું કશું ધતીંગ કર્યા વિના સર્વ પ્રકારનાં જંગલી પશુઓને સ્વાધીન કરી શકાય છે. મેં વિશેષમાં એ કહ્યું કે આફ્રિકાથી થોડા દિવસઉપર આવેલા એક અત્યંત બળવાન્ સિંહના પાંજરામાં પ્રવેશ કરીને હું મારો પક્ષ સિદ્ધ કરવાને તૈયાર

હતું. આ સિંહ એટલો બધો તોફાની હતો કે પ્રખ્યાત એમ્બગ પણ તેની પાસે જવાને હામ ભીડી શકતો ન હતો.

મારાં આ વચનો શ્રવણે પડતાં જ તરત જ હજારો રૂપૈયાની અને પછી લાખ્ખો રૂપૈયાની શરતો બકવામાં આવી. સિંહને વશ કરવાના મારા આ પ્રયોગમાટે એક દિવસ નિશ્ચય કરવામાં આવ્યો.

પ્રયોગ કરવાને માટે નિર્ણય કરેલા દિવસે સવારમાં અમીરની સ્ત્રી મારી પાસે આવી. આ સુંદર તરુણ સ્ત્રીએ અશ્રુપાત કરીને આવો ભયભરેલો પ્રયોગ ન કરવા મને બહુ બહુ પ્રકારે વિનવ્યો; પણ હું ડગ્યો નહિ.

સિંહને જે સ્થળે રાખ્યો હતો તે સ્થળે ગયા પૂર્વે મારા ખિજમતદારે મારા હાથમાં બત્રીસ કાગળો મૂકયા. જે બત્રિસ પુરુષોએ મારી સાથે શરત બકી હતી, તેમની કબુલાતના તે કાગળો હતા. તે કાગળોમાં માંડેલા આંકડાનો સરવાળો કરી જોતાં મને જણાયું કે જો હું જિતું તો મને પંદર લાખ રૂપૈયા મળે એમ હતું.

જ્યારે હું નિર્ણય કરેલે સ્થળે આવી પહોંચ્યો ત્યારે મને જણાયું કે આ પ્રયોગ જોવાને લંડનનો સમગ્ર સરદારવર્ગ તથા શ્રીમંતવર્ગ ત્યાં કયારનો આવીને એકત્ર થયો હતો. હું સિંહના પાંજરા–પાસે ગયો, અને સિંહના પ્રતિ સ્થિરપણે મારી દૃષ્ટિ સ્થાપી. તેણે તેનાં નેત્ર બંધ કર્યાં, અને રહી રહીને ઉઘાડમીંચ કરવા લાગ્યો. અગ્નિના અંગારાની પેઠે તે નેત્ર લાલચોળ ચળકતાં મને જણાયાં. પાંજરાના બારણાની પાસે જવાને જ્યારે હું, થોડાં ડગલાં ગોળ ફરીને ગયો ત્યારે, સિંહના ઉપરથી મારી દૃષ્ટિ ખસવાથી અત્યંત

ક્રોધથી કાન ફાડી નાંખે એવી ગર્જના કરતો તે પાંજરામાં ફરવા લાગ્યો. મેં એકદમ બારણું ઉઘાડયું. તે રાક્ષસી સ્વભાવનો સિંહ થરથર કંપ્યો, સામેના ખુણામાં લપાતો લપાતો ભરાઇ ગયો, તેના નેત્ર મીંચી દીધાં, પણ મારા સામું પોતાનું પહોળું મોઢું ફાડયું, અને એટલે મોટેથી ગર્જના કરી કે મેં ધાર્યું કે મારા કાન ફુટી જશે. મેં મોટો ધાંટો કાઢી તેને આજ્ઞા કરી કે 'ચુપ રહે.' અને મારા હાથમાં રાખેલી એક વણેલા તારની ચાબુક તેના નાકપર એવા જોરથી ચોઢી કાઢી કે તેણે દુઃખથી એક ચીસ પાડી, અને પોતાનું માથું મારા તરફથી ફેરવી લીધું.

એક ક્ષણવાર અમે એકબીજાના સામા શાંતપણે ઉભા રહ્યા. તે સિંહ મંદ સ્વરે ધુરકયા કરતો હતો. તેને સ્પષ્ટ રીતે સમજાયું હતું કે આ કોઇ મારો ઉસ્તાદ મને મળ્યો છે. ચાબુકથી મેં તેની આસપાસ એક કુંડાળું કર્યું અને તે વનરાજ મારી ઇચ્છાને સંપૂર્ણ રીતે તાબે થઇને તે કરેલી લીટીપ્રમાણે ગોળ ફર્યો. હું ખુશાથી બીજા પ્રયોગ કરત, પણ મારા મિત્રોએ મને આ પ્રયોગનો ઝટ હવે અંત આણવા સમ આપ્યા. તે દિવસે શરતમાં જે પૈસા મને મળ્યા, તે વડે મારૂં સઘળું દેવું મેં પતાવી દીધું.

આમ છતાં પણ હવે મને જીવવાઉપર કંટાળો ઉપજવા માંડયે; સંસારમાં નિરંતર સુખના દિવસો હોવા એના કરતાં વધારે ત્રાસદાયક અન્ય કશું નથી. દુઃખી દુર્ભાગી મનુષ્યને ભવિષ્યમાં સુખના દિવસ આવવાની સર્વદા આશા હોય છે; સુખી મનુષ્યને આશાનું કોઈ દ્વાર હોતું નથી; અને તેથી કરીને તેના એકસરખા કંટાળાભરેલા જીવનથી તેને છોડવનાર માત્ર મૃત્યુ જ હોય છે. ઘણીવાર

આપઘાતના પ્રસંગો ઉપર વર્તમાનપત્રના લેખકો ટીકા કરે છે કે "આ આપઘાતનું કોઇપણ કારણ જાણવામાં આવ્યું નથી, અને તેથી એવું અનુમાન થાય છે કે ઉદ્વેગના આવેશમાં આ આપઘાત થયો હોવો જોઇએ.' પણ આ અજ્ઞાન લોકોને ખબર નથી કે નિરંતર સુખ હોવું અર્થાત્ નિત્ય સારૂં સારૂં ખાવાનું હોવું, સારાં વસ્ત્ર હોવાં, અને એ વિનાનાં સંસારનાં ઈચ્છાનુકૂળ સર્વ સુખ નિત્ય હોવાં, એથી જીવતર જેટલું કંટાળો ઉપજાવનાર જણાય છે તેવું અન્ય કશાથી જણાતું નથી.

એમ છતાં હું એટલો બધો અભિમાની હતો કે મારા જીવનથી મને ગમે તેટલો ત્રાસ ઉપજતો છતાં હું આત્મઘાત કરૂં એમ ન હતું. તેથી કરીને મસ્કતના ઇમાનપાસે જવાનો અને આફ્રિકાના કાબિલ લોકો જેમની સાથે તે હાલ યુદ્ધમાં જોડાયો હતો તે યુદ્ધમાં તેને સાહાય્ય આપવાનો મેં નિશ્ચય કર્યો.

જે વિષયોને મારી વાત સાથે સંબંધ નથી, તેમનુ વર્ણન કરીને વાંચનાર સજ્જનોનો સમય હું નિરર્થક રોકવા ઇચ્છતો નથી. તેથી કરીને પ્રતાપી ઈમાનના દરબારમાં મારો જે ઉત્તમ પ્રકારે આદર સત્કાર કરવામાં આવ્યો, કાબિલ લોકોઉપર મેં જે વિજય મેળવ્યો, અને વિવિધ પ્રસંગોમાં મને જે જે દુઃખાનુભવ. થયો, તે સર્વનું વર્ણન અત્રે હું કરતો નથી.

ઈમાને મને સમુદ્ર તટે લગભગ ૧૦૦ ચોરસ માઈલના વિસ્તારવાળી એક જાગીર બક્ષિસ કરી, અને યુરોપીયન ઢબનો એક મહાલય મને બંધાવી આપ્યો. આ સ્થળે પાછો હું વિવિધ મોજ શોખમાં લીન થઈ ગયો. હું વિવિધ પ્રકારનાં વિષયસુખોથી મારા

મનને આનંદ ઉપજાવવા પ્રયત્ન કરવા લાગ્યો, પણ મારા અંતરાત્મામાં મને શાંતિનું ભાન થયું નહિ. મારૂં અંતઃકરણ રાત્રિદિવસ મને અત્યંત દંસ્યા કરતું. મારી સંકલ્પશક્તિનો દુરુપયોગ કરીને મેં જે અનેક મનુષ્યોને દુઃખી કરી મૂકયાં હતાં, તેનું મને નિરંતર સ્મરણ થતું, અને સર્વ પ્રકારનાં વિષયોનાં સુખો મને પ્રાપ્ત છતાં પણ કોઈ અકથ્ય ઉદ્વેગથી મારૂં હૃદય નિરંતર પ્રજળ્યા કરતું. વિશેષે કરીને મેં દુઃખી કરેલી લિડીની મૂર્તિ મારાં સ્વપ્નમાં મને વારંવાર જણાતી, અને જાગ્રત્ અવસ્થામાં પણ મારા મનમાં તેની જ પ્રતિમા આરૂઢ રહેતી.

આથી વળી મેં એક દિવસ મારા સંકલ્પબળનો ઉપયોગ કરીને આફ્રીકાના પૂર્વ કિનારાઉપરથી લિડીની સાથે વાત કરવાનો નિશ્ચય કર્યો.

મારા મહાલયમાંથી મેં લિડીને પૂછ્યું કે તું હજી જીવે છે? અને જો તેને 'હા'નો જવાબ કહેવો હોય તો મેજઉપર એક ટકોરો મારવાને તેને કહ્યું.

કોઈ સ્ત્રીના કોમળ કરથી ટકોરો વાગ્યો હોય તેમ મારી પાસે પડેલા મેજઉપર અવાજ થયો.

પુનઃ વૃત્તિને એકાગ્ર કરી મેં તેને પૂછ્યું: તારૂં લગ્ન થયું છે?

કશો જવાબ મળ્યો નહિ.

મેં પૂછ્યું: ત્યારે શું તું હજી અવિવાહિત છે?

મેજઉપર વળી એક ટકોરો થયો.

પાછું મેં પૂછ્યું: શું તું મને હજી પૂર્વના જેવા જ પ્રેમથી ચાહે છે?

મેજઉપર ત્રણ ટકોરા થયા.

મેં કહ્યું: ત્યારે સત્વર મારી પાસે આવ.

મેજઉપર ચાર ધીમા ટકોરા થયા.

આઠ દિવસપછી વળી મેં મારૂં સંકલ્પબળ અજમાવ્યું, અને બુમ પાડી, લિડી !

મેજઉપર એક ટકોરો સંભળાયો.

મેં પૂછ્યું: શું તું અહિં આવવા પ્રયાણ કરી ચુકી છે ?

મેજઉપર ત્રણ ઉતાવળા ટકોરા થયા.

આ પછી દરરોજ સવારે અને સાંજે હું લિડીસાથે મારા મહાલયમાં બેઠા બેઠા, વાતો કરતો. ૭ મહિના પછી આરબ ઘોડેસ્વારોની એક ટુકડીથી રક્ષાયલી તે મારી પાસે આવી પહોંચી. આ ઘોડેસ્વારોની ટુકડી મારા મિત્ર હામાને મારા કહેવાથી, તેને સહીસલામત મારી પાસે લાવવાને મોકલી હતી.

હાલ લિડીની સાથે મેં લગ્ન કર્યું છે. તે મારી ધર્મપત્ની થઇ છે. મારાં પૂર્વનાં દુષ્કૃત્યો, તથા જે અનેક મનુષ્યોને મેં મારા સંકલ્પબળથી વિપત્તિમાં ઉતારી મૂકયાં હતાં, તેનું મને વારંવાર સ્મરણ થયા ન કરતું હોત તો મારૂં શેષ આયુષ્ મેં સુખમાં ગાળ્યું હોત. તોપણ લિડીને સુખી કરવાથી હું સુખને અનુભવું છું. મેં મારો સઘળો વૃત્તાંત મારા મિત્ર હામાનના આગળ કહી બતાવ્યો છે. તેને મારી વાર્તાનું રહસ્ય સમજવા જેવી ગતિ નથી, અને તેથી મારી અંતરવેદના શમાવવાને તે મને મુસલમાન થવાનું કહે છે. તે કહેછે કે મુસલમાન થવાથી તમારાં સર્વ દુઃખ ટળી જશે, પણ ખ્રિસ્તી, ધર્મ નીતિ, વિચાર વગેરેમાં ઉછરેલા મારા જેવાને તે શીરીતે અનુકૂલ આવે ? તેથી કરીને મારા અંતરમાં થતી વેદનાને શાંતપણે સહન કર્યા વિના, મારી શક્તિનો દુરુપયોગ કરવા માટે

મારા અવિચારીપણાનો પસ્તાવો કર્યા વિના, તથા પરમકૃપાળુ પરમાત્માની મારા અનેક અપરાધોમાટે ક્ષમા યાચ્યા વિના મારે હવે કોઇ ઉપાય રહ્યો નથી.

અત્ર **જોન્સ બાર્ટન સ્ટેની** આ વાર્તા પૂર્ણ થાય છે. આ વાર્તામાંથી જિજ્ઞાસુએ લક્ષમાં રાખવાયોગ્ય નીચેના મુદ્દાઓ નીકળે છેઃ

૧ શરીરથી ભિન્ન આત્માજેવી કોઇ સ્વતંત્ર વસ્તુ છે.

૨ મનુષ્યના શરીરમાં પ્રતીત થતો આ આત્મા પરમાત્માનો જ અંશ છે, તે પરમાત્મા જેવો જ સર્વ રીતે પૂર્ણ છે, અને તે પોતાના સંકલ્પબળથી સમગ્ર સૃષ્ટિઉપર સામ્રાજ્ય ચલાવવાને અને તેને પોતાને વશ વર્તાવવાને સમર્થ છે; અને તેથી કરીને જો મનુષ્યને પોતાના સંકલ્પબળનો યથાર્થ રીતે ઉપયોગ કરતાં આવડે તો આ આ વિશ્વમાં તેને કશું જ અસાધ્ય નથી.

(अ) પોતાના તથા પારકાના શરીરના સર્વ વ્યાધિઓને તે ટાળી શકે છે.

(ब) તે અન્ય મનુષ્યોને પોતાને વશ વર્તાવી શકે છે.

(क) તે પદાર્થોઉપર સ્વામિત્વ ભોગવી શકે છે.

(ड) તે પશુપક્ષિઓને પોતાને વશ વર્તાવી શકે છે.

૩ પાસેના પદાર્થોઉપર તે પોતાનું સંકલ્પબળ વાપરી શકે છે, એટલું જ નહિ, પરંતુ દૂરના પદાર્થોઉપર પણ તે પોતાના સંકલ્પબળનો ઉપયોગ કરી શકે છે, અને તેથી

(अ) તે દૂરના પદાર્થો જોઇ શકે છે.

(ब) દૂર રહ્યે રહ્યે અન્ય પ્રાણિપદાર્થોઉપર ક્રિયા કરી શકે છે.

(क) અને દૂરનાં સ્થળોમાં માત્ર સંકલ્પબળથી જઇ શકે છે.

૪ અયોગ્ય શિક્ષણથી મનુષ્યોને શંકાશીલ અને પોતાના સામર્થ્યમાં અશ્રદ્ધાવાળાં બાહ્યાચારથી ન કરવામાં આવ્યાં હોત, અર્થાત્ અમુક વાત મનુષ્યથી બની શકવી અસંભવિત છે, અને અને અમુક તો બનવું કેવળ અશક્ય જ છે, એવું એવું તેમને દૃઢાવવામાં ન આવ્યું હોત તો મનુષ્યો ઈશ્વરની પેઠે જ પોતાના સર્વશક્તિમાન્પણાનો અનુભવ કરતાં હોત. તો પણ આ સર્વશક્તિમાન્પણાનો કંઈક આભાસ સામાન્ય મનુષ્યોમાં પણ જ્યારે તેઓ

(क) કોઈ પ્રબળ આવેશથી ઉશ્કેરાયા હોય છે ત્યારે,

(ख) મૃત્યુના સમયમાં થતી અત્યંત વેદનાના સમયે અથવા

(ग) પોતે અમુક કાર્ય કરવા સમર્થ છે જ એવી દૃઢ શ્રદ્ધા કોઇ નિમિત્તથી તેમને પ્રકટે છે ત્યારે, અને

(घ) કોઈ ખાસ પ્રસંગોમાં અને તેમાં પણ મુખ્યત્વે કરીને હર્ષોન્માદમાં અથવા ગાંડપણમાં, વિસ્મરણ થઇ ગયેલા વિચારો તેમને પુનઃ સ્મરણ થઇ આવે છે ત્યારે, જણાઈ આવે છે.

૫ વિધિપૂર્વક કેળવવાથી પ્રત્યેક મનુષ્ય પોતાનું સંકલ્પબળ એટલી કળા સુધી વધારવાને સમર્થ થઇ શકે છે કે જે સમયે સમગ્ર સૃષ્ટિઉપર અને વિશેષે કરીને મનુષ્યો અને પશુઓઉપર તે પોતાના આ બળને વાપરીને તેમને પોતાની ઇચ્છાનુસાર વર્તાવી શકે છે.

* * *

સંકલ્પશક્તિનો આ વિષય વાંચી અનેક મનુષ્યોને તે શક્તિ કેળવવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. મનુષ્ય જ્યાંસુધી સર્વજ્ઞ અને સર્વશક્ત નથી થતો ત્યાંસુધી તેને અસંતોષ રહ્યા કરે છે અને સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્વ પ્રાપ્ત કરવાને માટે તેના અંતઃકરણમાંથી ન્યૂનાધિક પ્રમાણમાં નિરંતર વેગ ઉઠ્યા જ કરે છે. ઇચ્છા અથવા સંકલ્પ થતાં જ જાણવાનું જણાય અને કરવાનું

કરાય, એવી વૃત્તિ મનુષ્યમાં સ્વભાવથી જ રહેલી છે, અને તેથી જ તે સિદ્ધ થવી સંભવે છે. સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્ત્વ એ સિદ્ધ થાય એમ ન હોય તો તો તેમને પ્રાપ્ત કરવાની ઇચ્છા મનુષ્યમાં ઉઠવી સંભવતી જ નથી. કારણ કે ન સિદ્ધ થાય એવી ઇચ્છાઓ આપણા અંતઃકરણમાં નિરંતર જાગ્રત્ રાખી આપણને સંતાપમાં અને દુઃખમાં સર્વદા પ્રજાળ્યા કરવા, એવો આ વિશ્વની પ્રવર્તક સત્તાનો નિયમ ન જ હોવો જોઇએ. જે જે વસ્તુઓ જગત્‌માં ઉત્પન્ન થયેલી જણાય છે, તેમાંથી એક પણ વસ્તુ નકામી નથી; તુચ્છમાં તુચ્છ જેવી ભાસતી વસ્તુઓનો પણ આ વિશ્વમાં ઉપયોગ હોય છે, એવો વિદ્વાનોએ અનુભવદ્વારા સિદ્ધાંત સ્થાપ્યો છે, તેથી સર્વજ્ઞત્વ અને સર્વશક્તિમત્ત્વ પ્રાપ્ત કરવાની ઇચ્છાનો મનુષ્યોમાં ઉદય એ જ તેનું ઉપયોગીપણું તથા તેમને પ્રાપ્ત થવાનો સંભવ સૂચવે છે. આથી સંકલ્પમાત્રવડે સર્વ કાર્ય કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા આપણા સ્વભાવમાં જ રહેલી હોવાથી આ વિષય વાંચનાર સજ્જનોની તે ઇચ્છા આ વિષય વાંચી વધારે પ્રબળ થઇ હોય, તથા સંકલ્પબળ શી રીતે વધારવું, તે જાણવાની તેમની જિજ્ઞાસા વિશેષ વધી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કશું જ નથી.

શિક્ષણમાત્રનો ઉદ્દેશ વિશેષે કરીને સંકલ્પબળને કેળવવાનો હોય છે. આ વિશ્વ સંકલ્પબળને કેળવવાની મહાન્ શાળા છે. મનુષ્ય જન્મે છે ત્યારથી તે મૃત્યુપર્યંત સંકલ્પબળ કેળવવાના અસંખ્ય પ્રસંગો પ્રતિક્ષણ તેને મળ્યાજ કરે છે, અને જેઓ આ પ્રસંગોનો લાભ લેઇ પોતાના તે બળને કેળવે છે, તેઓ જગત્‌માં ઉત્તરોત્તર ઉંચી સ્થિતિને પ્રાપ્ત કર્યા કરે છે.

ખાવું, સ્નાન કરવું, વસ્ત્ર પહેરવાં, અને એવાં એવાં વ્યવહારનાં સામાન્ય કાર્યોમાં પણ મનુષ્ય જ્યારે પોતાની વૃત્તિને બરાબર જોડીને અર્થાત્ તે કાર્યો કરતાં બીજા વિચારોમાં તેને ભટકવા ન દેઇને તે કાર્યો સાધે છે, ત્યારે તેનું સંકલ્પબળ એક પ્રકારે કેળવાય છે; પરંતુ આવાં સામાન્ય કાર્યો કંઈ જ ઉપયોગનાં નથી, એમ માનો જેઓ તે કાર્યો સાધતાં વૃત્તિને આંડીઅવળી ભટકવા દે છે, તેઓની વૃત્તિને પછી ભટકવાનો ખોટો અભ્યાસ પડી જાય છે, અને તેથી પછી જ્યારે તેઓ બીજાં અગત્યનાં કામો કરે છે ત્યારે પણ તેમની વૃત્તિ પોતાને પડેલી ટેવપ્રમાણે હાથમાં લીધેલા કામમાં ન જોડાતાં, અથવા અપૂર્ણપણે જોડાઇને બીજા અનેક વિષયોમાં ભટક્યા કરે છે. આથી કરીને, સંકલ્પબળ કેળવવા ઇચ્છનાર મનુષ્યે, જે જે કાર્ય તે કરે, પછી તે તુચ્છ હોય કે મહત્વવાળું હોય તેમાં પોતાની સંપૂર્ણ વૃત્તિ જોડીને તે કાર્ય કરવું જોઇએ. આ પ્રકારે સંકલ્પને સંપૂર્ણ રીતે કાર્યમાં જોડીને કાર્ય કરવાથી, કાર્યની સિદ્ધિ ઉત્તમ પ્રકારે થાય છે, એટલું જ નહિ, પરંતુ સંકલ્પને ધારેલા કાર્યમાં અખંડ પ્રયોજવાનું બળ વૃદ્ધિને પામતું જાય છે, અને એમ થતાં પરિણામે સંકલ્પમાત્રથી જ મનુષ્ય કોઈપણ કાર્ય કરવા સમર્થ થાય છે.

તત્ત્વવિચાર, યોગ, ભક્તિ, જપ વગેરે વિવિધ સાધનો સંકલ્પની એકાકાર સ્થિતિ કરીને, તેનું બળ પૂર્ણ કળાએ પહોંચાડવાને અર્થે જ સત્શાસ્ત્રોમાં વિધાન કરાયેલાં હોય છે, અને તેથી કરીને જે સત્સંસ્કારી પુરુષોને કોઈ મહાપુરુષદ્વારા તેવાં સાધનોની પ્રાપ્તિ થઇ હોય છે, અને તેથી જેઓ પ્રમાદ તથા આળસનો પરિત્યાગ કરી પૂર્ણ

ઉત્સાહથી તે સાધનોને વિધિપૂર્વક સાધે છે, તેમને સંકલ્પબળ કેવી રીતે વધારવું, તે જાણવાની અપેક્ષા હોતી નથી, પરંતુ જેઓને તેવાં સાધનોની પ્રાપ્તિ નથી, તેઓને સંકલ્પબળ વધારવાનો માર્ગ લેશ પણ જાણવામાં હોતો નથી. વ્યવહારનાં સામાન્ય કાર્યો એકાગ્રતાપૂર્વક કરવાથી સંકલ્પબળ વધે છે, એ વાર્તા સાચી છે, પરંતુ એ રીતે સંકલ્પબળ વધારવામાં ક્રમજેવું કશું ન હોવાથી, તેમાં સત્ત્વર વૃદ્ધિ થતી નથી. જેમ અન્ય વિદ્યાઓ સાધવાના ક્રમ હોય છે, તેમ સંકલ્પ-બળવૃદ્ધિ કરવાની વિદ્યા સાધવાનો પણ ક્રમ હોય છે, અને તેથી કરીને અન્ય વિદ્યાઓનો ક્રમે ક્રમે અભ્યાસ કરનાર જેમ સુગમતાથી અને અલ્પકાળમાં તેમને સાધી શકે છે, તેમ સંકલ્પબળની સિદ્ધિ પણ ક્રમવડે કરવાથી સુગમતાથી તથા અલ્પકાળમાં થાય છે.

પ્રત્યેક મનુષ્યને પોતપોતાના અધિકારપ્રમાણે આ વિદ્યા સાધવાનાં સાધનો યોગ્ય મહાપુરુષ પ્રબોધે છે. એક જ સાધન અસંખ્ય ભેદવાળી પ્રકૃતિનાં સર્વ મનુષ્યોને અનુકૂળ આવતું નથી. કોઇને યોગ અનુકૂળ હોય છે, તો કોઇને તત્ત્વવિચાર અનુકૂળ હોય છે. આમ હોવાથી સર્વજ્ઞ તથા સર્વશક્ત થવા જેવું સંકલ્પબળ કેળવવાની ઇચ્છાવાળાઓએ તો પોતાની પ્રકૃતિને અનુકૂળ સાધન અથવા સાધનો કોઇ યોગતત્ત્વવિદ્ મહાત્માદ્વારા પ્રાપ્ત કરી લેવાં. 'શ્રેયસ્સાધકઅધિકારિવર્ગ'માં પ્રવેશેલાં સ્ત્રીપુરુષોને પોતપોતાના અધિકારાનુસાર આવાં સાધનો પ્રાપ્ત હોય છે, તેમ જ 'અધ્યાત્મ-બલપોષક મંડળ'માં પ્રવેશેલા સજ્જનોને પણ કંઇક અંશે તે પ્રાપ્ત હોય છે, પરંતુ જેઓનો તેમાં પ્રવેશ નથી, તેવા અનેક સજ્જનો સંકલ્પબળની વૃદ્ધિનાં સાધનોની અનેક પ્રસંગે પૃચ્છા કરે છે. આવા

સજ્જનોની આદર આપવા યોગ્ય ઈચ્છાને અનુસરી આ વિષયમાં સંકલ્પબળની વૃદ્ધિઅર્થે પ્રવેશક પુરુષોએ શું શું કરવું, તે વિષે સામાન્ય પ્રકારે લખવા ઉચિત ગણ્યું છે. અધિકારાનુસાર આ સાધનો નથી પરંતુ સામાન્ય છે, એ વાર્તા પુનઃ સ્પષ્ટપણે કહીએ છીએ; અને તેથી કરીને જેમને તેમાં રુચિ થાય તેમણે તેનો સ્વીકાર કરવો. શ્રેયસ્સાધકોને જે સાધનો પ્રાપ્ત છે, તેના કરતાં આ સાધનો શ્રેષ્ઠ નથી જ, એ ઉપર સ્પષ્ટ કર્યું જ છે, તેથી જે જે શ્રેયસ્સાધકો પોતાનાં સાધનો ઉત્સાહથી કરતા હોય તેમણે તે પરિત્યજી આ સાધવાં, એમ સમજવાનું નથી. વસ્તુતઃ અત્ર વર્ણવવામાં આવનાર વિધિને 'સાધન' સંજ્ઞા ઘટતી નથી, કારણ કે કેવળ પરમાર્થની સિદ્ધિ કરાવનાર ઉપાયોને સત્શાસ્ત્રો 'સાધન' સંજ્ઞા આપે છે. એમ છતાં આ વિધિ, સાધનો સેવનાર અધિકારીઓને, પોતાનાં સાધનોમાં સાહાય્યભૂત થઇ પડે એમ તો છે જ. અનેક સાધકો, પોતાનો પુષ્કળ સમય નકામો ગાળે છે, તેઓ પોતાના સ્નેહીઓમાં બેશી માલવિનાનાં ગપ્પાં મારવામાં પ્રતિદિન કલાકોના કલાકો કાઢી નાંખે છે. તેઓ પોતાને પ્રાપ્ત સાધનો સાધે તો તેના જેવું શ્રેયસ્કર અન્ય એકે નથી, પરંતુ તેમાં અભિરુચિ ન ધરીને તથા 'આ વિધિ અમને પ્રાપ્ત સાધનોથી ઉતરતા પ્રકારનો છે માટે તે સાધવાની અગત્ય નથી,' એવું મિથ્યાભિમાન ધરીને આ વિધિ સાધવામાં પ્રમાદ ધરવાથી તેઓ પોતાને જ હાનિ થવાનો સંભવ આણે છે.

આ વિષયમાં સંકલ્પબળને કેળવવાના જ ઉપાયો માત્ર વર્ણવી અટકવામાં નહિ આવે, પરંતુ તે સાથે અન્ય અનેક ઉપયોગી વિષયોનું પણ ઇષ્ટપ્રેરણાનુસાર વર્ણન થશે. વ્યવહારસુખની ઉત્તમ



પ્રકારે સિદ્ધિ સાધવામાં સંકલ્પબળને કેવી રીતે કેળવવું, એ વિષયનું જ પ્રધાનપણે અત્ર વર્ણન થશે, એમ છતાં પરમાર્થપ્રતિ પણ પ્રસંગ પ્રાપ્ત થતાં લક્ષ કરવામાં આવશે. *



---

* સંકલ્પબળને કેવી રીતે કેળવવું એ સંબંધમાં અત્યંત ઉપયોગી, સાહાય્યક અને આચારસાધ્ય (Practical) વિચારો શ્રી મહાકાલના ૧૬મા વર્ષથી ચર્ચાય છે. જિજ્ઞાસુ પુરુષોએ તેમાંથી અવલોકન કરવા કૃપા કરવી. શ્રી મહાકાલ (માસિક) વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ વ્યવસ્થાપક મહાકાલ-વડોદરા.

# ચતુર્થ પરિમાણ.

[ ગુપ્તવિદ્યાનો અભ્યાસ કરનારા ચતુર્થ પરિમાણ Fourth dimension)નું અસ્તિત્વ દીર્ઘ કાલથી સ્વીકારતા આવ્યા છે. યોગીનું અથવા દેવાદિનું અંતર્ધાન થઇ જવું એ અન્ય કાંઈ નથી પણ ચતુર્થ પરિમાણમાં તેમનો પ્રવેશ છે એમ તેઓ માને છે. મનુષ્યોને અગમ્ય ગુપ્તવિદ્યાના વ્યતિકરોમાં આ ચતુર્થ પરિમાણ તેઓ હેતુરૂપે સ્વીકારે છે. આમ હોવાથી ચતુર્થ પરિમાણ શું છે, તથા તેનો સંભવ છે કે કેમ, એ વગેરે સામાન્ય મનુષ્યો પણ રસપૂર્વક સમજી શકે માટે નીચેની વાર્તા આપી છે. ]




જ બાર વર્ષથી આખું જગત્ મારા ઉપર મારા ભાઇનું ખુન મેં કર્યું છે, એવી શંકા આણ્યા કરે છે. માર્ગમાં જ્યારે હું જતો હોઉં છું ત્યારે લોકો મારા તરફ આંગળીઓ કરી હમેશાં બતાવે છે કે “ શિશિરકુમારને મારી નાંખનાર એ પેલો આવ્યો ! ” ન્યાતમાં જાતમાં જ્યાં હું જાઉં છું ત્યાં લોકો મારાથી વેગળા ખસી જાય છે. મારી પાસે કોઈ પ્રીતિથી ઉભું રહેતું નથી. જાણે કે મારી દૃષ્ટિ પડવાથી, કોઈ મહાભયંકર હાનિ થશે, એમ માની, મારા પાડોશની સ્ત્રીઓ પોતાનાં બાળકોને મને આવતો જોઇ બાજુએ ખસેડી લે છે.

જો હું કોઇ દુકાને માલ ખરીદવા જાઉં છું તો દુકાનદાર પોતાની દુકાનમાંથી જેમ બને તેમ જલદી મારી કાસળ પતાવવાને માટે, બીજાં બધાં ગ્રાહકોને પડતાં મૂકીને મને સૌથી પ્રથમ માલ આપે છે.

ટુંકામાં જ્યાં ત્યાં લોકો મારાથી દૂર રહે છે, અને જ્યારે હું એકલો મારે માર્ગે જતો હોઉં છું ત્યારે મારે કાને વારંવાર જે શબ્દો આવે છે તે એ જ કે 'એ પેલો ખુની જાય.'

હા, મેં મારા નિર્દોષ ભાઇનો ઘાત કર્યાની લોકો મારાપર શંકા આણે છે, અને પૂરાવામાં માત્ર એક જ ન્યૂનતા રહેવાથી મને ફાંસીની શિક્ષા થતાં અટકી છે, અને તે એ જ કે મરનારનું શબ હજી સુધી હાથ લાગ્યું નથી.

અને વસ્તુતઃ હું નિર્દોષ છું. આમ છતાં હું જાણું છું કે મારા ઉપર ચોંટેલા કલંકથી હું મરણલગી કદી મુક્ત થવાનો નથી; અને આજે મારા મરણસમયે આ લેખ હું લખું છું તે એવી આશાથી કે જગત્ના મોટા ભાગને અસંભવિતસરખી જણાતી વાત જે હું અત્ર લખું છું, તે એકાદ માણસ પણ સ્વીકારે અને મને નિર્દોષ માને. કારણ કે આ અંતસમયે અસત્ય લખવાથી મને લાભ થાય એમ નથી, એ સ્પષ્ટ છે.

ઇ. સ. ૧૮૯૦ના સપ્ટેંબર માસની છઠ્ઠી તારીખે 'ભારતમિત્ર'માં મારા ભાઇના ખુનસંબંધી જે હકીકત છપાઈ હતી તે હું અત્ર ઉતારી લેઉં છું જેથી વાંચનારને મારા ભાઇના અદૃશ્ય થવા સંબંધી તથા આજે હું શાથી સર્વમાં ખુનીતરીકે મનાઉં છું તે સર્વ વૃત્તાંત જાણવામાં આવશે.

"બર્દવાનના પ્રસિદ્ધ જાગીરદાર શિશિરકુમાર ઘોશના ગેબી રીતે ગુમ થઇ જવા વિષે વધુ હકીકત હજુ સુધી કશી હાથ લાગી નથી. અમારા વાંચનારાઓને યાદ હશે કે શિશિરકુમાર ઘોશ અજાયબ રીતે ગયા માસની તા. ૧૮ મીએ ગુમ થઇ ગયા છે. એ

સંબંધી હકીકત આ પ્રમાણે છેઃ શિશિરકુમાર ઘોશ બર્દવાનના એક મોટા જાગીરદાર તથા સમર્થ વિદ્વાન્ પુરુષ હતા. તેઓ થોડા વખત થયાં પોતાના નાના ભાઇ શરત્‌કુમાર ઘોશસાથે પોતાના એકાંત બંગલામાં રહેતા હતા. મરનાર ગુમ થયા તે વખતે શરત્‌કુમાર હાજર હતા, એમ તે પોતે જ પોતાની જુબાનીમાં કબુલ કરે છે, એમ છતાં ક્યાં ગયા, એ વિષે બુદ્ધિ કબુલ કરે, એવો કશો ખુલાસો તેઓ આપી શકતા નથી. તે માત્ર એટલું જ કહે છે કે શિશિરકુમાર ઘોશે પોતાના શરીરને વેરી નાંખ્યું અને......પણ આ સુધારાના વખતમાં અભણ ડોસીઓ માને એવો શરત્‌કુમારનો મૂર્ખાઇભિરેલો ખુલાસો લખી અમારા વાંચનારાઓનો વખત નકામો રોકવા અમે માગતા નથી. ટુંકી ને ટચ વાત એ છે કે ૧૮ મી ઓગસ્ટે મરનાર, તેનો ભાઈ, તથા બીજાં કુટુંબનાં આઠ માણસો મળી દશ માણસો બંગલામાં હતાં. રાત્રે સાડાદશ વાગતાં શિશિરકુમાર ઘોશ, મારે હજી સાંજની સંધ્યા કરવી બાકી રહી છે, એમ કહી મોટા દીવાન-ખાનામાંથી પોતાના એકાંત દેવઘરમાં ગયા. તેમના ગયા પછી શરત્‌કુમાર ઘોશ, પણ તેમની પાછળ ગયા, અને બાકીનાં માણસો દીવાનખાનમાં આડાં અવળાં ગપ્પાં મારતાં બેઠાં. સાડા અગીઆર વાગતાં જ્યારે સર્વ સુવાની તૈયારી કરવા લાગ્યાં ત્યારે દેવઘરતરફથી બે માણસો લડતા હોય એવી મોટી બુમો આવતી સંભળાઈ, અને ' એમ ના કરો, પરમેશ્વરને ખાતર એમ ન કરો ' એવા મોટેથી બોલતા શબ્દો દરેક જણના સાંભળવામાં આવ્યા. હાજર રહેલા સઘળા પ્રતિજ્ઞાઉપર કહે છે કે આવા કાલાવાલાથી ભરેલા શબ્દો શિશિરકુમાર ઘોશના પોતાના જ હતા. આ પછી તરત જ એક

મોટો ફટકો મારવાના જેવો અવાજ સર્વના સાંભળવામાં આવ્યો. તે પછી હૃદયને વીંધી નાંખે એવી એક ચીસ તેઓના સાંભળવામાં આવી, તે પછી ‘ ઓ શરત્ ’ એવા શબ્દો તેમને કાને પડ્યા. અને એટલામાં તો છાતી ફાડી નાંખે એવા શબ્દોમાં ‘ કોઇ ધાઓ, કોઈ ધાઓ ! ’ એવો અવાજ તેમને કાને પડ્યો. કેટલાક માણસો દેવઘરતરફ દોડ્યા, અને તેનું બારણું ઉઘાડવા પ્રયત્ન કર્યો, પણ તેને અંદરથી સાંકળ બીડેલી હતી. શું છે, શું છે, એવી તેઓએ બુમો પાડી, પણ કશો જવાબ ન મળવાથી તેઓ બારણાં ઉતારી અંદર પેઠા. દેવઘર એક સુશોભિત ઓરડી હતી. તેમાં સિં-હાસન હતું, અને તેના ઉપર રામકૃષ્ણ પરમહંસની છબી ગોઠવેલી હતી. ઓરડીની ભીંતે ગૌરાંગ પ્રભુ તથા તેમના ભકતોની તેમ જ આપણા દેશના બીજા પ્રસિદ્ધ મહાત્માઓ તથા યોગીઓની છબીઓ લટકાવેલી હતી. જમીનઉપર બે ત્રણ મૃગચર્મ બીછાવેલાં હતાં, તથા એક બાજુએ એક બુકકેસપર કેટલા ગાનાં પોથીઓ પડ્યાં હતાં. દેવ-ઘરની એક બારી બંગલાની દક્ષિણ બાજુએ આવેલા રમણીય વિશાળ બાગમાં પડતી હતી. આ બારીની સામેની ભીંતઆગળ એક વિચિત્ર પ્રકારનો યંત્ર ગોઠવ્યો હતો. દેવઘરમાં તેઓ પેઠા તે વખતે શરત્કુમારને તેઓએ જાણે બારીમાંથી દેવઘરમાં આવતો હોય એમ જોયો. તેનું પહેરણ ફાટી ગયું હતું, તેના વાળ વીખરાઈ ગયા હતા, તેને આખે બદને પરસેવાના રેબઝેબ વળી ગયા હતા. ટુંકામાં જાણે કે તે કોઈ જીવલેણ લડાઈમાં ઉતરીને હમણાં જ આવ્યો હોય એવો દેખાતો હતો. તમારા ભાઈ ક્યાં છે, એ સવાલના જવાબમાં માત્ર તેમણે બારીતરફ આંગળી કરી. પણ બીજો કશો

જ ખુલાસો આપ્યો નહિ. પછી આખો બંગલો, બાગ વગેરે સવ શોધી વળ્યા. પણ ગુમ થઇ ગયેલા ગૃહસ્થનો કશો પત્તો લાગ્યો નહિ. તેમના ભાઇતરફથી સંતોષકારક કશો ખુલાસો ન મળવાથ આખરે પોલીસને ખબર આપવામાં આવી, અને આપણા ઇલાકાના જાણીતા તથા બાહોશ પોલીસ અમલદાર સારજંટ ફ્રેલિસે પુષ્કળ અને બારીક તપાસ કરવા છતાં પણ ગુમ થયલા ગૃહસ્થનો કેથે પત્તો લાગ્યો નહિ. શિશિરકુમાર ઘોશ જો જીવતા હોય તો—કે જે વાતનો અમને શક છે—માત્ર પહેરેલા ધોતીયાભર જ પોતાના ઘરમાંથી ગુમ થઇ ગયા છે. તેઓ પોતાની સાથે એક પાઇ સરખી પણ લેઇ ગયા નથી.

તેમનું ખુનં કરવામાં આવ્યું હોય તો—અને જેમ માનવાનાં અમને પુષ્કળ કારણ મળે છે—ખુનીએ તેમના શબને એવી સાવચે-તીથી છુપાવ્યું છે કે પોલીસને સઘળી તપાસ કરતાં છતાં તેનો કશો પત્તો લાગ્યો નથી; અને શબ જડ્યા વિના અથવા ખુન થયાનો કંશો ચોકસ પુરાવો મળ્યા વિના, જો કે અમુક માણસઉપર શક આણવાનાં પુષ્કળ કારણો છતાં પણ કાયદેસર તેના ઉપર કામ ચલાવી શકાતું નથી."

મારા ભાઇનું ખુન થવા સંબંધનો કશો પુરાવો હજી સુધી મળ્યો નથી, અને તેથી કરીને મને ન્યાયની દરબારમાં ખુલ્લી રીતે ઘસડવાનો હજી સુધી કશો સંભવ આવ્યો નથી, તોપણ મારા મિ-ત્રોએ એક પછી એક મારો ત્યાગ કર્યો છે.

મારી બહેન સુમતિએ તે ભયંકર રાત્રિનો વૃત્તાંત મારા મુખથી શ્રવણ કર્યા પછી મને સ્પષ્ટ જણાવી દીધું છે કે હું તારૂં કહ્યું

આનતી નથી, અને શિશિરકુમાર અથવા તેમનું શબ જડે નહિ ત્યાં સુધી તારે તારૂં મોં મને બતાવવું નહિ.

અને હવે મારો મૃત્યુકાળ સમીપ આવ્યો છે તેથી ઇશ્વરના ધર્માસનસમીપ હું જાઉં તે પૂર્વે તે રાત્રિનો સત્ય વૃત્તાંત હું જગત્-સમીપ મૂકી જાઉં છું.

## શરત્કુમાર ઘોશનું સ્પષ્ટીકરણ.

મારો જન્મ ૧૮૪૫ ના એપ્રિલની દશમી તારીખે બર્દ્દવાનમાં થયો હતો. મારા મોટા ભાઈ શિશિરકુમાર મારાથી બે વર્ષે મોટા હતા, અને મારી બહેન સુમતિ મારાથી બે વર્ષે નાની હતી.

મારા પિતા મોટા જાગીરદાર હોવાથી અમને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવ્યું હતું. અમે બંને ભાઈ કલકત્તાની યુનીવર્સીટિમાં એમ. એ. માં પસાર થયા હતા.

મારા મોટા ભાઇને યોગવિદ્યામાં અપૂર્વ શ્રદ્ધા હતી, અને તેથી કાલેજ છોડ્યા પછી તેઓ વિશેષે કરીને આ પોતાના મહાલયમાં જ પોતાનો નિવૃત્તિનો સમય ગાળતા. મારી વૃત્તિ મારા ભાઈથી જૂદા પ્રકારની જ હતી. મને પ્રવાસનું તથા સૃષ્ટિસૌન્દર્ય નિરીક્ષણ કરવાનું અપૂર્વ વ્યસન હતું.

કાલેજ છોડ્યા પછી થોડે કાળે મારા પિતા સ્વર્ગસ્થ થયા, અને તેથી કરીને જાગીરની વ્યવસ્થા રાખવાનું કામ મારા મોટા ભાઇને માથે આવી પડયું. મને પ્રવાસ બહુ પ્રિય હોવાથી હું પ્રવાસે નીકળી પડ્યો. મને રોકવાનો ભાઇએ તથા સગાસંબંધીઓએ બહુ આગ્રહ કર્યા છતાં હું એકનો બે થયો નહિ. હું ભારતખંડનાં જોવાલાયક સર્વ સ્થળોમાં ફર્યો, અને [illegible] પછી યુરોપ તથા



અમેરિકાના પ્રવાસે ગયો. મારા મોટા ભાઈ મને જોઈતું દ્રવ્ય પ્રવાસઅર્થે મોકલ્યા કરતા.

પ્રવાસમાં આ પ્રમાણે દશ વર્ષ વ્યતીત થતાં એક દિવસે જ્યારે હું ન્યુયૉર્કમાં હતો, ત્યારે મારા મોટા ભાઇના મને તાર મળ્યો કે તમારે તત્કાળ નીકળીને બાર્દવાન આવવું. તારમાં બીજો કશો ખુલાસો નહિ હોવાથી હું ઇચ્છા નહિ છતાં પણ હિંદુસ્તાનમાં આવવા નીકળ્યો. અને થોડાં અઠવાડીયામાં મારા ભાઇને આવી મળ્યો. તેમણે મને જણાવ્યું કે આ જાગીરની વ્યવસ્થા હવે મારાથી થઈ શકતી નથી માટે તે તારે રાખવી. મને આ કાર્ય પ્રિય ન છતાં પણ મોટા ભાઈના અત્યાગ્રહથી મેં તે સ્વીકાર્યું.

મારા મોટા ભાઇ પોતાનો ઘણો વખત પોતાને માટે તૈયાર કરેલી પોતાની એકાંત સંયમશાળામાં ગાળતા. ત્યાં તેઓ શું કરતા હતા તે હું જાણુતો નહતો, પણુ કંઈ યોગ સાધે છે, એમ હું જાણુતો હતો. ધીમે ધીમે મારા મોટા ભાઈનો વિશ્વાસ મારા પર વધતો ગયો. એક દિવસે તેમણે મને પોતે શું સાધે છે, તે એકાંતમાં કહી બતાવ્યું. આ અન્ય કંઇ ન હતું, પરંતુ ચતુર્થ પરિમાણુને શોધી કાઢવાનો પ્રયત્ન હતો.

આવી અસંભવિત, તથા ખપુષ્પજેવી વાતોમાં વૃથા આયુષ્, શરીર, મન તથા બુદ્ધિનો વ્યય કરવો એ તમારા જેવા યુનીવર્સીટિનું શિક્ષણુ પામેલા બુદ્ધિમાનને ઉચિત નથી, એ વગેરે જ્યારે મેં તેમને કહ્યું ત્યારે તેઓ બોલ્યાઃ 'શરત્! હાલ જો કે હું તારી આગળ ચતુર્થ પરિમાણુનું અસ્તિત્વ છે, એ સિદ્ધ કરી શકતો નથી. તથા તે કયી દિશામાં છે, એ તને દર્શાવી શકતો નથી. કારણુ કે જો એમ

કરી શકું તો તો હું મારો ધારેલો અર્થ સત્વર જ મેળવું, તો પણ ચતુર્થ પરિમાણનું અસ્તિત્વ હોવું સંભવિત છે, એટલું જ નહિ, પરંતુ તે યુક્તિસિદ્ધ છે, એટલું તો હું તારા આગળ સિદ્ધ કરી શકીશ.

પછી મારા હાથમાં એક કાગળ આપીને તે બોલ્યા, શરત્ ! આ કાગળમાં દોરેલી આ આકૃતિઓ જો.

એ કાગળમાં મથાળે એક સીધી લીટી દોરી હતી. તેની નીચે સમ ચતુસ્ર (square ચોરસ આકૃતિ) દોર્યો હતો, અને તેની પાસે એક વર્તુલ (circle ગોળ આકૃતિ) દોર્યો હતો, અને સઉથી નીચે એક ઘન (cube લંબાઈ, પહોળાઇ તથા ઉંચાઇવાળી આકૃતિ) દોર્યો હતો.

આ આકૃતિઓ હું જોતો હતો તે વખત તેઓ બોલ્યા, શરત્ ! તું જુએ છે કે આ પહેલી આકૃતિ એ એક સીધી લીટી છે, અર્થાત્ ભૂમિતિ પ્રમાણે એને લંબાઇ છે, પણ પહોળાઈ નથી. હવે ધાર કે આ લીટી ઉપર એક પ્રાણી રહે છે તેને એવી જાતનું બનાવવામાં આવ્યું છે કે તેના શરીરને બંને છેડે એકેક નેત્ર છે, અને આ નેત્રની રચના એવી કરવામાં આવી છે કે તેઓ માત્ર સીધી લીટીમાં જ જોઇ શકે છે, પણ ત્રાંસુ જોઇ શકતાં નથી. આ પ્રમાણે ધારવાથી તારા સમજવામાં તરત જ આવશે કે લીટીના પ્રદેશમાં નિવાસ કરનાર પ્રાણિને માત્ર એક જ પરિમાણનું અર્થાત્ લંબાઇનું જ જ્ઞાન થાય છે. જો કે પહોળાઇ નામના બીજા પરિમાણનું અસ્તિત્વ છે, તો પણ આ લીટીના પ્રદેશમાં રહેનાર પ્રાણીને તે પરિમાણના અસ્તિત્વની ખાતરી કરી આપવાનું કાર્ય અત્યંત કઠિન થઇ પડવાનું. કારણ કે તેનાં નેત્રની રચના જ એવી છે કે તે એવી

વખતે એક જ બિંદુ (point) જેટલી જગાને જોઇ શકે છે. તેનાં નેત્રસમીપ ગમે તેટલો મોટો, લંબાઇપહોળાઇવાળો પદાર્થ ધરવામાં આવે તોપણ તેનાં નેત્ર એકી વખતે એક જ બિંદુ જોઇ શકવાને સમર્થ હોવાથી તે પદાર્થને પહોળાઇ છે, એમ તે કદી માનવાનું નહિ. કદાચ તે પદાર્થ તેની દૃષ્ટિઆગળ આમ તેમ ફેરવવામાં આવે તોપણ તેની દૃષ્ટિને બિંદુઓ એક પછી એક આવતાં અને અદૃશ્ય થતાં જણાવાનાં, પણ તેઓ ડાબી કે જમણી દિશામાં જાય છે, એમ તેને કદી પણ સમજાવાનું નહિં.

'હવે ધાર કે પૂર્વે કહેલાં પ્રાણિનાં નેત્રને પોતાની સમાન સપાટીઉપર, ડાબી તથા જમણી બાજુ જોવાનું સામર્થ્ય છે, તો કહે કે તે પ્રાણિને શું જ્ઞાન થશે ?"

મેં ઉત્તર આપ્યું: તે પ્રાણીને બીજા પરિમાણનું અર્થાત્ પહોળાઈનું જ્ઞાન થશે.

મારા મોટા ભાઈ શિશિરકુમારે કહ્યું: બરાબર, શરત્! હવે આ પ્રાણિને વર્તુલ, સમચતુસ્ર, ત્રિકોણ, કે કોઇ પણ પૃષ્ઠ (Superfices, સપાટી) નું સ્વરૂપ સમજાવવું હોય તો કઠિન જણાવાનું નહિ. પરંતુ હજી આ પ્રાણિને ત્રીજું પરિમાણ જે ઉંચાઈ, તે કયી દિશામાં છે તે સમજાવવાનું કાર્ય અશક્ય જ રહેવાનું; અને તેની દૃષ્ટિમર્યાદામાં એક ઘન પદાર્થને (cube લંબાઇ, પહોળાઇ તથા ઉંચો પદાર્થ) જો આણ્યો હોય તો તેને માત્ર જૂદા જૂદા કદની તથા આકારની સપાટીઓ જ દેખાવાની, અને તે પદાર્થને ઉંચો નીચો લઇ જવાથી તે પદાર્થ ઉંચો નીચો દિશામાં જાય છે, એમ તેને જણાવાનું નહિ, પણ લીટીના પ્રદેશમાં રહેતા પ્રાણીની પેઠે

તે પદાર્થની સપાટીઓ માત્ર તેને પ્રત્યક્ષ થતી તથા અદૃશ્ય થતી જ જણાવાની.”

મેં કહ્યું: ભાઇ! તમે કહો છો, એ સર્વ યથાર્થ છે. પણ આ સર્વથી ચતુર્થ પરિમાણનું અસ્તિત્વ છે, એમ તમે શી રીતે સિદ્ધ કરો છો?

શિશિરકુમારે ઉત્તર આપ્યું: શરત્! હવે મારી સાથે તર્ક કરવામાં એક પગથીયું ઉંચે ચઢ, અને હું ધારૂં છું કે ચતુર્થ પરિમાણનું અસ્તિત્વ તને સ્પષ્ટ સમજાશે. આપણે મનુષ્ય પ્રાણિઓ આ સમયે ઘન પ્રદેશમાં અર્થાત્ લંબાઇ, ઉંચાઇ, તથા પહોળાઇ એ ત્રણ પરિમાણવાળા પ્રદેશમાં રહીએ છીએ. લીટીના પ્રદેશમાં નિવાસ કરનાર પ્રાણીને પૃષ્ઠ (સપાટીનું) પરિમાણ જણાતું નહોતું, તોપણ તેનું અસ્તિત્વ છે જ, અને પૃષ્ઠ પરિમાણમાં નિવાસ કરનારને ઉંચાઇ નામનું ત્રીજું પરિમાણ કયી દિશામાં છે, એ સમજી શકાતું નહોતું તોપણ તે ત્રીજા પરિમાણનું અસ્તિત્વ સપાટીની આજુબાજુ છે, એ આપણે જાણીએ છીએ. શરત્! શું તને આ ઉપરથી સંભવિત નથી લાગતું કે ચોથું પરિમાણ યદ્યપિ હજી સુધી શોધી કાઢવામાં નથી આવ્યું તોપણ તે આપણી આજુબાજુ છે?

મેં ઉત્તર આપ્યું: ભાઇ! ચોથું પરિમાણ આપણે જોઇ શકતા નથી, માટે તેનું અસ્તિત્વ નથી એમ સિદ્ધ થતું નથી, એ વાર્તાને તમે સિદ્ધ કરી એ મને સમજાયું, પરંતુ તેને વસ્તુતઃ હોવાનો લેશ પણ સંભવ છે, એવું તમે આ તમારી વાતથી સિદ્ધ કર્યું હોય એમ હું ધારતો નથી.

શિશિરકુમારે કહ્યું: જરા ધૈર્ય ધર. તેં ઉત્તર હિંદુસ્થાનમાં

નેપાળમાં તથા ટીબેટમાં પ્રવાસ કર્યો છે. ગગનમાં અદ્ધર દોરંત્ર નાંખી તે ઉપર ચઢી અદૃસ્ય થઇ જવાની, અને એવી જ બીજી એક બે રમતો તે દેશોમાં થતી તેં નથી જોઈ?

મેં ઉત્તર આપ્યું: હા મેં તે રમતો બે ત્રણ વર્ષપૂર્વે જોઇ હતી. અને તે ઘણી ચમત્કારી છે.

શિશિરકુમારે કહ્યું: તે રમતો શી રીતે થાય છે, તેનો તું ખુલાસો કરી શકીશ?

મેં કહ્યું: મારાથી તેનો ખુલાસો થઈ શકે એમ નથી. ઘણા વિદ્વાન અંગ્રેજો પણ તેનો ખુલાસો કરી શક્યા નથી.

શિશિરકુમારે કહ્યું: શરત! ચતુર્થ પરિમાણ છે, એમ અંગીકાર કર, અને આ અગમ્ય વાતનો તને તરત જ ભેદ સમજાશે. આ રમતોનો જ ભેદ સમજાશે એટલું જ નહિ, પણ પૂર્વે આપણાં

---

*આવા એક ખેલનું વર્ણન થોડા માસઉપર Express નામના પત્રમાં આવ્યું હતું, અને Times of India એ તેપરથી ઉતારો કીધો હતો. એ ખેલ અનેક પ્રતિષ્ઠિત અંગ્રેજોની સમક્ષ ખુલ્લા મેદાનમાં થયો હતો. ખેલ કરનાર એક દોરીનું પીલ્લું ગગનમાં ફેંકી તે દ્વારા ગગનમાં ચઢી અદૃસ્ય થઈ ગયો હતો. કરંડીયામાં ઘણા મદારીયો આજે છોકરાને ગુમ કરી નાંખે છે, એ રમતનો મૂળ આધાર સત્ય નિયમોઉપર રહેલો છે; સાચા યોગીઓનાં બાહ્ય ચિહ્ન ધારણ કરી જેમ આજે યોગીનાં લક્ષણવિનાના અનેક મનુષ્યો યોગી થવાનો પ્રયત્ન કરે છે, તેમ અદૃસ્ય થવાના સત્ય નિયમોના જ્ઞાનવિનાના એ મદારીઓ, માત્ર સાચા નિયમોના જ્ઞાનવાળાનું કપટભરેલી યુક્તિથી અનુકરણ કરે છે.

શાસ્ત્રોમાં ઋષિમુનિઓનાં તથા દેવોનાં અંતર્ધાન થઇ જવા વિષેની, અને એ જ પ્રકારની જે અનેક વાતો લખી છે, અને જેને આજના અંગ્રેજી ભણેલા લોકો, સૃષ્ટિના નિયમોના યથાર્થ જ્ઞાનવિના, વહેમ અને ગપ્પાં ગણી કાઢે છે, તે સર્વ વાતનો ભેદ તને સ્પષ્ટ સમજાશે.

આ પછી મારા ભાઇસાથે પ્રસંગોપાત્ત આ વિષયસંબંધમાં મારે જે જે વાત થતી તે સર્વ સવિસ્તર લખી વાંચનારને હું ત્રાસ આપવા યોગ્ય ધારતો નથી. માત્ર સ્વલ્પમાં એટલું જ કહું છું કે મારા ભાઇ ચતુર્થ પરિમાણના અસ્તિત્વવિષે મારી ખાતરી કરી શક્યા ન હતા, અને તેથી હું અનેક પ્રસંગે આવા મિથ્યા પ્રયત્નમાં આયુષ્યનો ક્ષય ન કરી નાંખવા તેમને સવિનય વિનવતો. આમ છતાં મારા ભાઇએ ચતુર્થ પરિમાણ શોધવાનો પોતાનો પ્રયત્ન ત્યજ્યો નહિ. તેઓ પોતાની એકાંત સંયમશાળામાં નિવૃત્તિનો ઘણો સમય ગાળતા, અને પોતાના આ પ્રયત્નમાં લીન રહેતા. કેવાં સાધનોવડે તેઓ પોતાનો આ શોધ ચલાવતા તે તેમણે મને સ્પષ્ટ કર્યું ન હતું; તેઓ માત્ર એટલું જ કહેતા કે શરત્! જ્યારે હું મારા પ્રયત્નમાં વિજયી થઇશ, અને ચતુર્થ પરિમાણના અસ્તિત્વની તને પ્રત્યક્ષ સિદ્ધિ કરી બતાવીશ ત્યારે, જે સાધનોવડે હું મારો આ શોધ ચલાવું છું તે તને સ્પષ્ટ જણાવીશ.

આ પ્રમાણે દિવસો જતાં ૧૮૯૦ના ઓગસ્ટની ૧૮મી તારીખ આવી.

તે દિવસે રાત્રે તેઓ જ્યારે પોતાની સંયમશાળામાં પોતાનાં સાધનોમાં ઉદ્યુક્ત રહેવા ગયા, ત્યારે અમારી જાગીરસંબંધી બીજે દિવસે કોર્ટમાં નીકળનાર એક કામસંબંધમાં તેમની પાસેથી કેટલોક ખુલાસો લેવા હું તેમની પાછળ પાછળ ગયો.

હું સંયમશાળામાં પેઠો કે તરત જ તેઓ આવેશમાં આવી જઇ બોલ્યાઃ **શરત્**! આજે તને હું એક વધામણીની વાત કહું છું. મેં ચતુર્થ પરિણામ શોધી કાઢયું છે.

મારા ભાઇનું મગજ ખશી ગયું હશે, એવી શંકા થવાથી ભય પામીને મેં ગંભીરતાથી કહ્યુઃ મોટા ભાઈ! જરા કૃપા કરી શાંત થાઓ.

તેમણે પુનઃ આવેશથી કહ્યું: **શરત્**! હું તને સત્ય કહું છું કે આ મોટો ભેદ આજે ખુલ્લો થયો છે. નવી સૃષ્ટિમાં પ્રવેશ કરવાનું દ્વાર આજે મને હસ્તગત થયું છે.

મેં તેમને શાંત પાડતાં કહ્યું: ભાઈ! ચતુર્થ પરિમાણનું અસ્તિત્વ તમને પ્રત્યક્ષ થયું હશે, અને તેથી હું બહુ પ્રસન્ન થયો છું. અને હવે હું વિનંતિ કરૂં છું કે એક અગત્યના કાર્યમાં હું તમારી સલાહ લેવા આવ્યો છું, તેમાં તમે કૃપા કરી ધ્યાન આપશો.

તેઓ બોલ્યાઃ અરે! હું સમજયો. મારૂં કહેવું તું સાચું માનતો નથી. પણ આ વખતે વાતો કરવાને બદલે પ્રયોગ કરી બતાવીને જ હું તારી ખાતરી કરી બતાવવાનો છું. મેં તને પૂર્વે નહોતું કહ્યું કે એક વાર મને તેનો અનુભવ થયો કે પછી તે હું તને પ્રત્યક્ષ બતાવવાનો જ. એમ બોલી પોતાનો હાથ ઉંચો કરી તેઓ બોલ્યાઃ જો **શરત્**! આમ નજર નાંખ. ચતુર્થ પરિમાણ આ બાજુએ આવ્યું.

કંઇક સંક્ષોભજેવો અવાજ મારે કાને પડ્યો, અને કાંડાઆ-ગળથી તેમનો હાથ અદૃશ્ય થઇ ગયો. કાંડાઉપર ઠેઠ ખભાસુધીનો તેમનો હાથ મને સ્પષ્ટ જણાયો, પણ બાંહ્યના મોંડાઆગળથી તેમનું આખું કાંડું આંગળાંસહિત અદૃશ્ય થઇ ગયેલું મને જણાયું.

કાંઈક ચકિત થઇ જઈ હું બોલ્યોઃ મને તમારૂં કાંડું જણાતું નથી. કેવી જબરી યુક્તિ લડાવી છે! જાણે કે ખરેખર કાંડું અદૃશ્ય થઇ ગયું હોય એમ લાગે છે.

તે બોલ્યાઃ શરત્! બરાબર ધ્યાન રાખીને જો; હું મારો હાથ તને પૂરેપૂરો આખો દેખાય એ પરિમાણુમાં પાછો આણું છું.

તેમનો હાથ પુનઃ દેખાયો, અને પુનઃ મેં એક પ્રકારનો વિલક્ષણ, ખટાકા જેવો અવાજ સાંભળ્યો.

હું બોલ્યોઃ હા, હું તમારૂં કાંડું પાછું હમણાં જોઉં છું. તમે આ શી રીતે કરો છો? કેવું અદ્ભુત હસ્તલાઘવ! (હાથચાલાકી)

આ મારા શબ્દો સાંભળી તે એકદમ અત્યંત ક્રોધાયમાન્ થઇ ગયા. તે બોલ્યાઃ શરત્! શું તું આને હાથચાલાકી કહે છે? હું તને સ્પષ્ટ કહું છું કે એ હાથચાલાકી નથી. હું મારો હસ્ત માત્ર ચતુર્થ પરિમાણુમાં લઇ જાઉં છું. આવી શાસ્ત્રથી તથા અનુભવથી સિદ્ધ વાતને તું હાથચાલાકી ગણવા જેવી મૂર્ખતા ન કર.

ક્ષણપછી વધારે શાંત થઇને તે બોલ્યાઃ તોપણ આ સમયે તું અહિં છું તેથી મને બહુ પ્રસન્નતા થાય છે, કારણ કે આજે હું પેહેલી જ વાર સમગ્ર શરીરસાથે ચતુર્થ પરિમાણુમાં પ્રવેશ કરવા ધારૂં છું, અને તેથી કરીને આવા નાસ્તિકતાની પ્રધાનતાવાળા સમયમાં આ ચમત્કાર જોવા તું અત્ર હાજર છે, એ બહુ સારૂં થયું. ચતુર્થ પરિમાણુમાં આખા શરીરમાં પ્રવેશ કરી, તારી પૂર્ણ ખાત્રી કરી આપ્યા પછી કેવાં સાધનોથી હું તેમાં પ્રવેશ કરવા શક્તિમાન્ થયો છું, એ સર્વ હું તને યથાવિધિ સમજાવીશ.

તેમના આ શબ્દો શ્રવણ કરી મારૂં હૃદય એકદમ અત્યંત ભયભીત થઇ ગયું.

હું જોરથી બોલી ઉઠ્યો: એમ ના કરો, પરમેશ્વર ખાતર એમ ના કરો.

તેમણે ઉત્તર આપ્યું: હું અવશ્ય એમ કરીશ, અને તું બરાબર લક્ષપૂર્વક સાવધાનતાથી જોયા કરજે.

એક ક્ષણુવાર અટકી તેઓ બોલ્યા: જો હવે.

હું તેમના તરફ જોતો રહ્યો, એટલામાં તો તે અદૃશ્ય થઇ ગયા—મારી દૃષ્ટિઆગળથી તે કેવળ લોપ થઇ ગયા, અને તે જ ક્ષણે એક મોટો ભડાકાજેવો અવાજ આખા ઘરમાં ગાજી રહ્યો. મારા હોશકોશ ઉડી ગયા.

હું ભયથી બોલી ઉઠ્યો: મોટા ભાઇ ! તમે ક્યાં છો ?

મેં એક ભયથી આકુલ સ્વર સાંભળ્યો કે શરત્ ! શરત્ ! ઉતાવળો આવ, મને પકડ પકડ, હું પાછો આવી શકતો નથી હું ઘસડાઇ જાઉં છું ! દોડ, મને ઝાલ, જો ! હું આ રહ્યો આવ, આમ ! જો ! આ બાજુ !

તેમના હાથ એક ક્ષણુવાર મને જણાયા. તેમણે મને જોરથી પકડી લીધો, પણ બીજી જ ક્ષણે એટલા અપાર બળથી તેઓ ખેંચાયા કે એ ખેંચતાણુમાં મારા પહેરણના ચીરાડા ઉડી ગયા. પાછો મને તેમનો હસ્ત જણાયો, પણ આ સમયે બારીની બહાર જણાયો. હું તે તરફ ધાયો, અને તે જ પળે ઓરડીનાં બારણાં ઉતારી નાંખી કેટલાંક મનુષ્યો અંદર ઘસી આવ્યાં.

તે ક્ષણુ પછી મને મારા મોટા ભાઇનું કોઇ સમયે દર્શન થયુ નથી. ચતુર્થ પરિમાણુમાં પ્રવેશ કર્યા પછી તેમનું શું થયું, શા કારણુથી પ્રવેશ કર્યા પછી તેઓ પાછા આવી ન શક્યા, હાલ તેઓ

જીવે છે-કે કેમ—આ સર્વ એવા ગૂઢ પ્રશ્નો છે કે જેમનું આ સંસારનાં મનુષ્યોને સંતોષકારક સમાધાન થવાનો સંભવ નથી. તોપણ હું પોતે હવે અલ્પ સમયમાં મરણને સ્વાધીન થનાર છું, તેથી મને તો તેમનું સ્પષ્ટીકરણ થશે.

હા, હવે મારો મરણકાલ સમીપ જણાય છે. કલમ પકડવાનું મારામાં હવે સામર્થ્ય નથી તો પણ હવે એક જ વાક્ય હું લખું છું. શિશિરકુમારનો સ્વર પુનઃ મેં સાંભળ્યો છે. તેઓ મને પુનઃ દૃષ્ટિએ પડે છે.

"હા મોટા ભાઈ——હું——તમારો સ્વર—સાંભળું છું. હું આવું છું——અરે! જગતના અંધ અજ્ઞાન લોકો! ચતુર્થ પરિમાણનું અસ્તિત્વ છે——"

**શિશિરકુમારની બહેન સુમતિની પૂર્વોક્ત લેખઉપર ટિપ્પણી.**

મારાં દુઃખી ભાઈની મરણશય્યાઆગળ જ્યારે પ્રાતઃકાળે હું ગઈ ત્યારે ઉપરનો વિલક્ષણ લેખ તેની શય્યાપાસે પડેલો હતો. લેખમાં છેલ્લા 'છે' અક્ષરની પછી બે ત્રણ શબ્દો લખેલા છે, પણ તે બિલકુલ ઉકલે એવા નથી. લખતાં લખતાં જ મારા ભાઈનું મરણ થયેલું સ્પષ્ટ ભાસે છે.

મારા ભાઈ શિશિરકુમારનો ઘાત કરવાનો મહાદોષ તેણે કર્યો હતો કે કેમ, તેનો નિશ્ચય કરવાનું કામ હું વાંચનારને સોંપું છું.



# અલ્પજ્ઞાનનો પરિણામ.

ચન્દ્રધર સ્વામિએ કહ્યુંઃ રમેશ ! આ પ્રયોગથી તારી ખાતરી થઇ હશે કે આ સ્થૂલ શરીરથી જૂદું, શાસ્ત્રો જેને સૂક્ષ્મ શરીર કહે છે, એવું એક શરીર છે, તેને આપણી ઇચ્છાપ્રમાણે આ સ્થૂલ શરીરથી બહાર કાઢી શકાય છે, અને ગમે ત્યાં મોકલવું હોય તો મોકલી શકાય છે. શંકરાચાર્યે કામશાસ્ત્રનું અનુભવપૂર્વક જ્ઞાન મેળવવાને માટે આ સૂક્ષ્મ શરીરને જ બહાર કાઢ્યું હતું, અને તે વડે જ કોઈ રાજાના શરીરમાં પ્રવેશ કર્યો હતો.

રમેશે પોતાના ગુરુપ્રતિ આશ્ચર્ય અને આવેશની લાગણીથી દૃષ્ટિ નાંખી અને કહ્યુંઃ આપે શીખવેલા આ નિયમોવડે મને પણ ત્યારે મારા સૂક્ષ્મ શરીરને મારી ઇચ્છામાં આવે ત્યારે અને તે સ્થળે પ્રેરવા હવે અડચણ જેવું તો નથી ને?

ચન્દ્રધરે સ્મિત કર્યું, અને કંઇક હા જેવું સમજાય તેમ પોતાનું માથું હલાવ્યું. ચન્દ્રધર આજ પાંચ વર્ષથી કાશીમાં ગંગાનદીના તટઉપર એક પર્ણકુટી બાંધીને રહ્યો હતો. તે અધિક જનસંગને સેવવાની અભિરુચિવાળો ન હતો, તોપણ કાશીમાં તેના ઘણા શિષ્યો હતા. તે કથા કરતો ન હતો, પરંતુ પોતાની પાસે આવનાર જિજ્ઞાસુઓને તેમના અધિકારપ્રમાણે યોગનાં સાધનોને પ્રબોધતો. તે ગૃહસ્થ ન હતો, તેમ સંન્યાસી પણ ન હતો. તેણે યોગની કેટલીક ભૂમિકાપર્યંત ગતિ કરી હતી, પરંતુ સૂક્ષ્મ વાસનાના સદ્ભાવથી તેની આગળ

થતી વૃદ્ધિ કેટલાક સમયથી અટકી હતી. પોતાના યોગબળથી તે પ્રસંગે મનુષ્યોના અસાધ્ય વ્યાધિઓ મટાડતો, તથા અન્ય દુઃખી જનોનાં દુઃખ ટાળતો.

રમેશનું વય પચીશ વર્ષનું હતું. અંગ્રેજી વિદ્યાના અભ્યાસથી તે પૂર્વે નાસ્તિક થઇ ગયો હતો, પરંતુ આજ દોઢ વર્ષથી ચન્દ્રધર સ્વામિના સમાગમથી યોગવિદ્યામાં તેને અસાધારણ શ્રદ્ધા પ્રકટી હતી, અને તેથી ચન્દ્રધરે પ્રબોધેલાં યોગસાધનોને તે અત્યંત આગ્રહ અને ઉત્સાહથી સાધતો હતો. તે એક પ્રહરથી પણ અધિક કાળ આસન રાખી શકતો, વિવિધ ભેદવાળા પ્રાણાયામોને ઉત્તમ પ્રકારે કરતો, કોઇ કોઇ મુદ્રાઓને પ્રશસ્ય રીતે સાધતો, તથા પ્રત્યાહારપૂર્વક વિવિધ ધારણાઓના અભ્યાસને કરતો. યોગનાં સાધનો સાધતાં તેના અધિકારાનુસાર તેને જે જે ચમત્કારો જણાયા હતા, તેથી તે ચકિત થઇ ગયો હતો, તથા પોતાની પૂર્વની અશ્રદ્ધાનો તથા મંદમતિનો પ્રસંગે તિરસ્કાર કરતો હતો.

સૂક્ષ્મ શરીરને સ્થૂલ શરીરમાંથી શી રીતે બહાર કાઢવું, તે વિષે ચન્દ્રધર સ્વામિએ રમેશને આજે બોધ કર્યો હતો, એટલું જ નહિ, પરંતુ પોતે પાસે રહીને તે પ્રયોગ તેની પાસે કરાવ્યો હતો. વિષયના આરંભમાં જે વચનો લખ્યાં છે, તે વચનો પ્રયોગના અંતમાં ચન્દ્રધરે રમેશને કહ્યાં હતાં.

પૂર્વે કહ્યા પ્રમાણે રમેશના પ્રશ્નના ઉત્તરમાં તેના ગુરુએ સ્મિતપૂર્વક પોતાનું મસ્તક હલાવ્યું. પછી એક ક્ષણ વાર અટકીને કહ્યું: રમેશ! આ પ્રયોગ કેમ કરવો, તે તને બરાબર આવડ્યું? મને કહી જા, તને કેવો અનુભવ થયો?

રમેશે પોતાનાં નેત્ર અર્ધાં મીચ્યાં, અને કહ્યું, કોઇ પણ રીતે મારા શરીરમાંથી હું બહાર નીકળતો હોઉં, એમ મને ભાન થયું. પ્રથમ તો હું કેવળ શાંત થઇ ગયો હતો. પછી મારું આખું શરીર ટાઢું થઇ જતું હોય એમ મને ભાસ્યું. ત્યાર પછી વિલક્ષણ પ્રકારની જડતા મને ભાસી, અને પછી એક પ્રકારનો અવર્ણનીય વિચ્છેદ થતો ભાસ્યો. મારો અનુભવ હું શબ્દમાં વર્ણવી શકવા અસમર્થ છું. પછી તો મારા સ્થૂલ શરીરને નેત્ર મીચીને તથા પદ્માસન કરીને આ મૃગચર્મઉપર બેઠેલું મેં જોયું. ઉંચે છતસુધી જ્યારે હું આવ્યો ત્યારે ત્યાંથી મારા માથાની ટોચઉપરના વાળ જોઇને તો મને હસવું જ આવ્યું. પછી——પછી——

ચન્દ્રધરે કહ્યુંઃ પછી તારી અભાનાવસ્થા થઈ. મેં તને મારા સંકલ્પબળથી સ્થૂલ શરીરમાં પાછો આણ્યો, કારણ કે પ્રથમ દિવસે જ સૂક્ષ્મ શરીરથી લાંબો પ્રવાસ કરવો યોગ્ય ગણાતો નથી. પરંતુ રમેશ! અભ્યાસમાં તારી વૃદ્ધિ બહુ ત્વરાથી થઈ છે. ઘણા જ થોડા સાધકો, આટલા અલ્પ સમયમાં, સાધનોના માર્ગને આટલો સત્વર કાપે છે. મને લાગે છે કે સૂક્ષ્મ શરીરને બહાર કાઢવાનો પ્રયોગ કરવામાં આપણે જોઇએ તે કરતાં અધિક ઉતાવળ કરી છે, હજી પૂર્વની ભૂમિકા અધિક સુદૃઢ થવા દીધી હોત તો અધિક યોગ્ય ગણાત.

રમેશે નિરાશા સૂચવતાં કહ્યુંઃ આજ દોઢ વર્ષજેટલા લાંબા સમયથી હું તન, મન અને ધનનો ભોગ આપી યોગને સિદ્ધ કરવા મથું છું, અને તોપણ હજી આપ ધીરે ધીરે આગળ વધવા કહો છો, એથી મને ખેદ થયાવિના રહેતો નથી. મને તો એમ થાય છે કે આજ ને આજ હું અષ્ટ સિદ્ધિઓને મેળવી મોટો યોગી બની



જાઉં. સૂક્ષ્મ શરીરથી મને જરા લાંબો પ્રવાસ આપે આજે કરવા દીધો હોત,—હિમાલયમાં કોઈ સિદ્ધના આશ્રમમાં જરા જવા દીધો હોત, તો મને મહા આનંદ થાત. સ્થૂલ શરીરથી સૂક્ષ્મ શરીરને કેમ પૃથક્ પાડવું તે તો આપે મને શીખવ્યું છે, તો પછી આજે જ મારી ઇચ્છામાં આવે ત્યાં ફરવા હરવા માટે આપ મને શા માટે પ્રતિબંધ કરો છો, અને હજી થોડો સમય ધૈર્ય ધરવાનાં અરુચિકર વચનો વદો છો?

ચન્દ્રધરે કહ્યું: ભાઈ રમેશ! એકદમ સર્વ સિદ્ધ કરી દેવાની તારી આતુરતા સ્તુતિપાત્ર છે; પરંતુ તારે જાણવું જોઈએ કે ઉતાવળે આંબા પાકતા નથી. સત્વર કેરીઓ આવે, એવી ઇચ્છાથી આંબાના છોડને જેમ નિત્ય સો પખાલો પાણી પાવાથી આંબો એકે દિવસે મોટો થતો નથી, પણ ઉલટો કોહી જાય છે, તેમ યોગનાં સાધનોને સાધવામાં વ્યર્થ તાલાવેલી કરવાથી સત્વર સિદ્ધિ થતી નથી. ભોળા રમેશ! સ્થૈર્ય અને ધૈર્ય ધરી ધીરે સાધનો સાધીશ તો ફળનો અનુભવ કરી સુખી થઈશ. ઉતાવળથી તો આરે આવેલું વહાણ પણ ડુબી જાય છે. શું તને ખબર નથી કે યોગનો માર્ગ અસાવધાન મનુષ્યોને બહુ ગહન, અને વિવિધ ભયથી ભરેલો છે?

રમેશે કશો ઉત્તર આપ્યો નહિ. તે નીચું જોઈને વિચાર કરતો બેશી રહ્યો. ચંદ્રધર પુનઃ બોલ્યો કે રમેશ! સ્થૂલ શરીરથી સૂક્ષ્મ શરીરને પૃથક્ કરવાનો વિધિ તને બરાબર આવડ્યો? અજાણ્યાને તે વિધિ બહુ ગુઢ અને કઠિન ભાસે છે, પણ જેમ 'જાણ્યો કોયડો કોડીનો થાય છે.' તેમ ગુરુથી શિક્ષિત સાધકને આમાં ગૂઢતા જેવું કે કઠિનતા જેવું કશું, જ ભાસતું નથી. તને

વિધિનું જ્ઞાન બરાબર થયું છે, તેની મને ખાતરી થાય એટલા માટે, પહેલેથી તે વિધિનું સ્વરૂપ તું મને કહી જા જોઇએ.

રમેશ બોલ્યો: લો ને કહી જાઉં. એમાં શું કઠિનતાજેવું છે ? પ્રથમ તો......તેનાથી આગળ બોલાયું નહિ. તે પોતાના ગુરુસામું ટગર ટગર જોવા લાગ્યો.

ચન્દ્રધરે મોં મલકાવી કહ્યું: કેમ બોલતો અટકી ગયો ? શું તું ભૂલી ગયો ? રમેશે કહ્યું: ના હું ભૂલી ગયો નથી. મને તે બરાબર યાદ છે, પણ મેં જ્યારે તે કહેવા માંડ્યા ત્યારે મને સમજાયું કે હું તે અન્યના આગળ કહી શકવા અસમર્થ છું.

તેના ગુરુએ કહ્યું: હા, એમ જ થવું જોઈતું હતું. યોગના વિધિ પ્રયત્નપૂર્વક ગુપ્ત રાખવાના છે. સૂક્ષ્મ શરીરને બહાર કાઢ-વાનો વિધિ એટલો સરળ છે કે તેનું જેને તેને જ્ઞાન થાય તો જગત્માં બહુ અનર્થ થવાના સંભવો પ્રકટે. તું તીવ્ર ઇચ્છાવાળો છું, છતાં હજી બહુ આકળા સ્વભાવનો છું. વખતે આવેશમાં તું આ વિધિ ગમે તેને કહી દે તેથી જ્યારે તું અભાનાવસ્થામાં હતો ત્યારે મેં તારા પ્રતિ દૃઢ સંકલ્પ પ્રેર્યો હતો કે તારાથી કોઈને તે કહી શકાશે નહિ, આથી મારા આગળ તું તે વિધિને વર્ણી શકયો નથી.

રમેશે લજ્જા પામતાં કહ્યું: મારે માટે આપ આવો અભિ-પ્રાય ધરાવો છો તેથી મને ખેદ થાય છે.

ગુરુએ કહ્યું: તારો મને છેક અવિશ્વાસ નથી, તથાપિ પ્રસંગે તારા અધૈર્યવાળા સ્વભાવને જોઈ સંશય થઇ આવે છે. હશે, હવે તારે જવાનો સમય થયો હોય તો જા. મારે અન્ય કાર્યમાં પ્રવેશવું છે. જો ! હું પુનઃ ચેતવું છું કે સૂક્ષ્મ શરીરને બહાર કાઢવાનો

પ્રયોગ એકલા કરીશ નહિ; અને કદાચ કરે તો તારા પોતાના ઘરમાંથી બહાર દૂર ભ્રમણ કરીશ નહિ. ગુરુથી પરોક્ષ એકલા દૂર ભ્રમણ કરવામાં બહુ ભય રહેલો છે, તેનું પુનઃ પુનઃ સ્મરણ આપું છું.

પરંતુ ' અમુક કામ ન કરતો, અમુક માર્ગે ન જતો ' એ વગેરે વચનો મનુષ્યને તે કામ કરવાને તથા તે માર્ગે જવાને જેટલાં લલચાવે છે, એટલાં બીજાં કોઈ વચનો લલચાવતાં નથી. તમારે કોઈની પાસે કોઇ કામ કરાવવું હોય તો તે કામ ન કરવાનું તેને વારંવાર યુક્તિપ્રયુક્તિથી કહ્યા કરવું, અને અવશ્ય તે કામ કરવાને તે લલચાવાનો જ. રમેશને પણ એમ જ થયું. ગુરુને નમન કરીને તે ઉઠ્યો, પરંતુ આખે માર્ગે તેને તેના તે વિચાર આવ્યા કર્યા. સૂક્ષ્મ શરીરથી પ્રવાસ કરવામાં ગુરુ મને નકામો ભડકાવે છે. જરા વેગળે ઇચ્છાનુસાર ફરી આવવામાં એવી શી ભારે હાનિ થવાની હતી ! કોઇ ન દેખે તેમ નજરમાં આવે તેના ઘરમાં ગમે તે સમયે પ્રવેશ કરવો—અહા ! કેવો આનંદ ! કેવું સામર્થ્ય ! વિધિનું જ્ઞાન છતાં હવે મારે શું કરવા ડરવું ? ગુરુ એમાં શું જાણવાના છે ? અને જાણશે તોપણ શું ? કહીશ કે વિધિ ભૂલી ગયો કે કેમ તેનો નિર્ણય કરી જોવા જરા પ્રયોગ કરવા વૃત્તિ થઈ આવી હતી.

આવા આવા અનેક વિચારો કરતો રમેશ ઘેર આવ્યો. વાળુ કરી પોતાના સુવાના ઓરડામાં પથારી કરી શય્યામાં વિચાર કરતો પડ્યો રહ્યો. વિચારમાં ને વિચારમાં અગીયાર વાગ્યા. પ્રયોગ કરી જોવા તેનો નિશ્ચય દૃઢ થતો ગયો. પ્રથમ ક્યાં જવું તેનો તે વિચાર કરવા લાગ્યો. એટલામાં તેને સુભદ્રા નામની એક લાવણ્યમયી કન્યાનું સ્મરણ થઇ આવ્યું.

સુભદ્રા એ રમેશની જ્ઞાતિની એક ઉચ્ચ કુળની કન્યા હતી. ત્રણ વર્ષપૂર્વે રમેશનાં તેની સાથે લગ્ન થનાર હતાં. પરંતુ કોઈ ગુપ્ત હેતુથી સુભદ્રાના પિતાનો વિચાર બદલાઇ જવાથી લગ્ન બંધ રહ્યાં હતાં, અને વિવાહ ફોક કરવામાં આવ્યો હતો. સુભદ્રાના ભાઇ શિવકુમારે રમેશસાથે પોતાની બહેનનું લગ્ન કરવા પોતાના પિતાને બહુ બહુ પ્રકારે સમજાવ્યો હતો. પરંતુ તેના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા હતા. આથી રમેશ નિરાશ થઈ ગયો હતો. અને આ નિરાશા માં યોગને સાધવા તે પ્રવૃત્ત થયો હતો. આજ દોઢ વર્ષથી સુભદ્રાને તેણે જોઈ ન હતી. સુભદ્રાનું વય હાલ ચૌદ વર્ષનું થયું હતું. તેને યોગ્ય પતિ ન મળી આવવાથી હજી તે કુંવારી જ હતી, અને તેથી રમેશના હૃદયમાંથી આશાના અંકુરો હજી કેવળ સુકાઇ ગયા ન હતા.

સૂક્ષ્મ શરીરવડે ગમે ત્યાં જવાનું સામર્થ્ય રમેશને આજે પ્રાપ્ત થયું હતું. તેના હૃદયમાં રહેલી વાસનાએ સુભદ્રાપ્રતિ જવા, હાલ તેનું સૌંદર્ય કેટલું વૃદ્ધિને પામ્યું છે તે જોવા, તથા બને તો તેની સાથે વાત કરવાને તેને પ્રેર્યો. તે વિચારવા લાગ્યો સુભદ્રા શય્યામાં જ્યાં સુતી હશે ત્યાં હું જઈશ, તેના હૃદયંગમ સ્વરૂપલાવણ્યને વિલોકીશ, અને આ તૃષિત નેત્રને શાંત કરીશ. અહો ! નિદ્રામાં તેનું નિર્દોષ વદન કેવું અપરિમિત મોહક ભાસતું હશે ! તે જાગતી હશે તો હું તેને પૂછીશ કે આ રમેશ તારા હૃદયમાં હજી વાસ કરી રહ્યો છે કે નહિ ? મેં તેને આપેલી મારી છબીને તેણે ક્યાં રાખી છે, તે પણ હું જોતો આવીશ; અને સૂક્ષ્મ શરીર કોઇને દેખાતું ન હોવાથી શિવકુમારને કે તેના પિતાને, તેમના ઘરમાં મારા આગમનની કદી પણ ખબર પડનાર નથી.

મોહ પ્રકટતાં રમેશની બુદ્ધિનો ભ્રંશ થયો, અને સુભદ્રાને ત્યાં સૂક્ષ્મ શરીરથી જવા તેણે નિશ્ચય કર્યો. રમેશને એકલું કોપીન પહેરીને નિદ્રાવશ થવાની ટેવ હતી, અને તેથી આજે પણ શય્યામાં તેના શરીરની વસ્ત્રપરિધાનસંબંધમાં તેવી જ સ્થિતિ હતી. આ સ્થિતિમાં તે શય્યામાં બેઠો થયો, પદ્માસન કર્યું, વૃત્તિને સ્થિર કરી, થોડા પ્રાણાયામ કર્યા, અને પછી. ચન્દ્રધર સ્વામિએ પ્રબોધેલા નિયમાનુસાર પોતાના સૂક્ષ્મ શરીરને સ્થૂલ શરીરથી પૃથક્ કર્યું.

સુભદ્રાનું ઘર રમેશના ઘરથી બહુ દૂર ન હતું. દ્વાર અડકાવેલાં હતાં, પરંતુ સૂક્ષ્મ શરીરને ઘન પદાર્થો પ્રતિબંધક થતા ન હોવાથી અડકાવેલાં દ્વાર છતાં પણ રમેશે, જેમ કોઇ ખુલ્લાં દ્વારમાં પ્રવેશ કરે તેમ સુભદ્રાના ખંડમાં વગર અડચણે પ્રવેશ કર્યો. પોતાના શરીરને આ પ્રમાણે ઘન પદાર્થોમાં થઇને પ્રવેશ કરતું અનુભવી રમેશને અત્યંત આશ્ચર્ય થયું. રમેશે ધાર્યું હતું કે સુભદ્રા પોતાના ખંડમાં એકલી સુતી હશે, પણ તેનું તે અનુમાન ખોટું પડયું. ઓરડામાં મધ્યે ટાંગેલા દીવાના પ્રકાશથી તેને જણાયું કે એક પલંગઉપર સુભદ્રા સુતી હતી, અને તેનાથી કેટલેક છેટે બીજા પલંગઉપર તેનો ભાઈ શિવકુમાર સુતો હતો. આથી તેના હૃદયમાં કંઇક ભય તથા કંઈક ખેદ થયો. પોતાના શરીરપ્રતિ દૃષ્ટિ નાંખતાં તેને તે માત્ર કૌપીનને ધારણ કરેલી સ્થિતિમાં જણાયું. જો કે તેને આવી સ્થિતિમાં કોઇ જોઇ શકે એમ ન હતું, તો પણ પોતાની આવી વસ્ત્રરહિત અવસ્થા જોઈ તેને સ્વભાવથી જ ગ્લાનિ થઈ આવી.

સુભદ્રા પોતાના પર્યંકઉપર શાંતિથી નિદ્રા લેતી હતી. તેનું વિશાલ ભાલવાળું તેજસ્વી ગૌર વદન, દીપકના પ્રકાશમાં અત્યંત

મનોહર લાગતું હતું. તેને જોતાં જ રમેશ પોતાનું સર્વ ભાન ભૂલી ગયો. પોતે આ સ્થળે સૂક્ષ્મ શરીરમાં આવ્યો છે, સમીપમાં શિવકુમાર સુતો છે, મધ્ય રાત્રિનો સમય છે, અજાણ્યા પારકા ઘરમાં ગૃહપતિની અનુજ્ઞાવિના તેણે પ્રવેશ કર્યો છે, એ વગેરે સર્વ તે વિસરી ગયો. તે પલંગની છેક પાસે આવ્યો, અને વિલક્ષણ દૃષ્ટિથી સુભદ્રાને જોવા લાગ્યો. પણ એટલામાં જ તેને પલંગની સામી બાજુએથી કોઈ તેના તરફ આવતું હોય એમ ભાન થયું. તેણે ઉંચું જોયું, અને ચાળીશેક વર્ષનો એક પુરુષ પોતાના પ્રતિ આવતો તેને જણાયો. તેનું માથું મુંડેલું હતું, અને તેણે એક ભગવું વસ્ત્ર ઓઢી લીધું હતું. રમેશ આ નવીન પુરુષને જોઇને ચમક્યો. અને તેનાથી બોલાઈ જવાયું કે અરે! આ માધવગીર અહિં ક્યાંથી? તે અજાણ્યા મનુષ્યનાં નેત્ર નીચે ઢાળેલાં હતાં. તેણે હજી રમેશને જોયો ન હતો, પણ રમેશના મુખમાંથી ઉપરના શબ્દો નીકળતાં જ તેણે ઉંચું જોયું, અને રમેશને જોતાં જ તે પણ ગભરાટથી ચમક્યો, અને બોલી ઉઠ્યો, આ શું? આ લપ વળી અહિં ક્યાંથી આવ્યું? બંને થોડી ક્ષણો એક એકના સામું ટગર ટગર જોઈ રહ્યા.

પ્રથમ માધવગીર બોલ્યો: રમેશ! એક કન્યાના અંતઃપુરમાં અર્ધ રાત્રિએ, આવા અસભ્ય વેષે પ્રવેશ કરતાં, તને લજ્જા નથી ઉપજતી? હું તને એક સચ્ચરિત સાધુ પુરુષ માનતો હતો, પણ આજે તારૂં પોકળ ઉઘાડું પડી ગયું છે.

રમેશે કહ્યું: ઘેલી સાસરે ન જાય, અને ડાહીને શીખામણ દે, તેના જેવો, ગોસાંઇબાવા! તમારો ઘાટ છે. હું તો અસાધુ

અને દુષ્ટ વર્તનવાળો ભલે છું, પણ તમે મોટા સિદ્ધની અને વિરાગીની પુંછડી થઇને શું જખ મારવા આ સ્થળે આવ્યા છો?

માધવગીર બોલ્યોઃ મંદમતિ! લાંબુટુંકું અવિચારવાળું ન ભસ. શું તું તારા જેવા જ સર્વને દુષ્ટ જાણે છે? આ કન્યાને અર્થે હું અત્ર આવ્યો છું, એમ જો તું અનુમાન કરતો હોય તો તારી ભૂલ છે. સાધનોનો પ્રયોગ કરતાં અનાયાસ જ હું અહિં આવી ચઢયો છું. પ્રથમ ક્યાં જવું, તેના વિચારમાં મારી વૃત્તિ મુઝાતી હતી, એટલામાં કાલ સાંજે શિવકુમાર નામના એક તરુણ પુરુષનો મને સમાગમ થયો હતો, તેનું મને સ્મરણ થઇ આવ્યું, અને તેથી તેને ત્યાં જવાનો સંકલ્પ કરી મેં મારા સૂક્ષ્મ શરીરને સ્થૂલ શરીરથી પૃથક્ કર્યું; અને મારા સંકલ્પાનુસાર આ શિવકુમારના ગૃહમાં હું આવ્યો છું. તારી પેઠે ચોરરૂપે હું કોઇ દુષ્ટ હાનતથી અહિં આવ્યો નથી.

રમેશે કહ્યુંઃ અહો! તમે પણ ત્યારે મારી પેઠે સૂક્ષ્મ શરીરથી અહિં આવ્યા છો? હાશ! હવે શાંતિ થઈ. માધવગીર! હું પણ ચોરરૂપે આવ્યો નથી. પણ તમારી પેઠે જ પ્રયોગ કરતાં અહિં આવી ચઢયો છું. જેમ મેં તમને સ્થૂલ શરીરવાળા ધારવામાં ભૂલ કરી છે, તેમ તમે પણ મને સ્થૂલ શરીરવાળો અનુમાન કરવામાં ભૂલ કરી છે.

માધવગીરે કહ્યુંઃ એવી ભૂલ થાય એ સ્વાભાવિક હતું. હું ધારતો હતો કે મને કોઇ દેખતું નથી, પણ તમે મને જોઇને જ્યારે ચમકી ઉઠ્યા અને બોલ્યા કે 'આ માધવગીર અહિં ક્યાંથી' ત્યારે મારા હૃદયમાં મારી પ્રતિષ્ઠાને હાનિ થવાના ભયથી એવો તો

આઘાત થયો કે મારાથી બોલી જવાયું કે 'આ લપ અહિ ક્યાંથી? ભયમ' મેં ઉચ્ચારેલાં એ વચનો મારી દુષ્ટ બુદ્ધિનું અનુમાન કરાવે, એ સ્વાભાવિક હતું, પણ હવે સર્વ ખુલાસો થઇ જવાથી મને પણ શાંતિ થઇ. હવે મને સ્પષ્ટ થયું કે તમે પણ સૂક્ષ્મ શરીરવાળા હોવાથી જ મને જોઇ શક્યા છો—અને તોપણ આ તમારૂં શરીર મને એટલું બધું સ્થૂલ શરીરજેવું જણાય છે કે જાણે તમે સ્થૂલ શરીરમાં જ છો, પણ સૂક્ષ્મ શરીરમાં નથી, એમ નિશ્ચય કરવા તરફ મારૂં મન વળે છે.

રમેશે કહ્યું: નહિ, હું સૂક્ષ્મ શરીરથી જ અહિં આવ્યો છું, સ્થૂલ શરીરથી નહિ. ઘન પદાર્થની આરપાર સ્થૂલ શરીર જઇ શકે છે? પણ જુઓ, હું આ મેજની પેલી પાર નીકળું છું.

આમ કહી રમેશ તે ઓરડામાં પડેલા એક મેજની આરપાર નીકળી ગયો. માધવગીરની હવે ખાતરી થઇ, અને તેણે કહ્યું, હા, હવે હું તમારૂં કહેવું માનું છું મારો હજી આ વિષયમાં કાચો અનુભવ છે, પણ મને વિશ્વાસ છે કે ધીરે ધીરે મને ગુરુ જાણવાયોગ્ય સર્વ જણાવશે. રમેશ! તમે પણ ગુરુપાસેથી આ જ સાધનાનો અભ્યાસ કરતા હશો, એ હું જાણતો ન હતો.

રમેશે કહ્યું: હા, થોડા સમયથી ગુરુ મને આ સાધનો સધાવે છે, પણ હવે આપણે આ સ્થળેથી જતા રહેવું જોઇએ. આ બંને નિદ્રામાં છે, પણ કદાચ કોઇ જાગશે, અને આપણને વાતો કરતા સાંભળશે તો તેને શંકા થશે, અને નકામો ગભરાટ થશે.

માધવગીરને રમેશનું કહેવું ખરૂં જણાયું, અને તેથી તેણે ત્યાંથી પ્રયાણ કરવાનો પ્રયત્ન કરવા માંડ્યો. પણ તરત જ તેને સમજાયું

કે કયે માર્ગે જવું તે તેને સ્પષ્ટ થતું નથી. તેના મુખઉપર ગભરાટ ફરી વળેલો જણાયો. તેણે પુનઃ નેત્ર બંધ કર્યાં, અને પુનઃ એકાગ્રતા સાધી પ્રયાણ કરવા માંડયું, પણ સફળતા મળી નહિં. તેને જણાયું કે તે ખંડની બહાર નિકળી શકે છે, પણ પોતાના સ્થૂલ શરીરમાં પ્રવેશ કરવા તે અસમર્થ છે. તેણે વ્યાકુળતાથી નેત્ર ઉઘાડ્યાં, અને રમેશસામું જોયું. તેના મુખઉપર પણ તેવો જ ગભરાટ અને ભય વ્યાપી રહ્યાં હતાં. પાછા ફરવાનો તેનો પ્રયત્ન પણ નિષ્ફળ નીવડયો હતો.

માધવગીરે પૂછ્યું: કેમ રમેશ! તમે હજી અહિં બેશી રહ્યા છો? પાછા કેમ જતા નથી?

રમેશે ઉત્તર આપ્યું: હું–હું પ્રય–હું પ્રયત્ન કરૂં–છું પણ કોણ જાણે શાથી મારાથી મારા સ્થૂલ શરીરમાં પાછું જઈ શકાતું નથી.

માધવગીરે કહ્યું: હરિ! હરિ! મારી પણ એ જ દશા થઇ છે. મારાથી પણ. પાછું જવાતું નથી. શિવ! શિવ! શિવ! હવે આપણું શું થશે! રામ રામ રામ રામ! આ તો વગર મોતે મુવા. રમેશ! આપણે કાંઇ ઓડનું ચોડ વેતરી બેઠા છીએ હોં! તમને નિયમ તો બધા સ્મરણમાં છે કેની?

રમેશે કહ્યું: હા, એકેએક યાદ છે. અરે હા! પણ પાછા જવાના નિયમો મને શીખવ્યા હોય એવું તો મને કાંઇ સાંભરતું નથી.

માધવગીરે કહ્યું: મને પણ તેવું કાંઈ શીખવ્યું નથી. કદાચ હવે પછી આપણને તે શીખવવાનું ગુરુએ રાખ્યું હશે. મને આમ એકલા બહાર નીકળવાની ટોકી ટોકીને ગુરુએ ના કહી હતી, પણ હું શું જાણું કે આમ થશે. રમેશ! તમને એકલા ફરવાની રજા આપી હતી?

રમેશે કહ્યું: મને પણ સ્પષ્ટ રીતે ના કહ્યું હતું. પણ મેં આવું ધાર્યું ન હતું. પણ વારુ, તમને જ્યારે ગુરુએ પ્રથમ પ્રયોગ શીખવ્યો, અને ગુરુના આશ્રમમાં તમે તે અજમાવી જોયો ત્યારે તમે કેવી રીતે પાછા તમારા સ્થૂલ શરીરમાં આવ્યા હતા?

માધવગીરે કહ્યું: તે પ્રસંગે તો હું વેગળો ગયો' તો જ ક્યારે! ગુરુના આશ્રમમાં માત્ર સાત આઠ હાથ ઉંચે સુધી ગયો હતો, અને પાછા વળતી વખતે અંદરથી જ મને એક પ્રકારનો વેગ મળ્યો હતો. તેમાનું કશું જ આ વખતે જણાતું નથી. વળી સ્થૂલ શરીરથી હું બહાર નિકળ્યો હતો તો પણ મારો અને સ્થૂલ શરીરનો જાણે સંબંધ કાયમ હોય એવું મને ભાન રહ્યું હતું, ઉભય શરીરની વચ્ચે સંબંધને સાંધી રાખનાર કોઇ સૂક્ષ્મ તૈજસ તંતુનું ભાન થયું હતું, અને તેથી પાછા વળવાનો મારો માગ મને અત્યંત સ્પષ્ટ થયો હતો. પણ આ સમયે સર્વ અંધકારમય મને ભાસે છે.

રમેશે કહ્યું: મારી પણ એ જ દશા થઈ છે. અરે! હવે આપણે શું કરીશું અને ક્યાં જઇશું? સવાર થશે, અને આપણાં શરીરને લોકો મુડદાં જાણી બાળી મૂકશે. તમને કદાચ દાટશે તો એ બે ચાર દિવસે પણ તમારા શરીરમાં પાછા પેશી શકશો, પણ હું શામાં પેશીશ? ગુરુની આજ્ઞાનો ભંગ કરવાથી અરેરે! આપણે કેવા મોટા ભયમાં આવી પડ્યા છીએ.

માધવગીરે કહ્યું: રમેશ! હવે ગભરાવાથી કે વિલાપ કરવાથી કાંઇ વળે તેમ નથી. વિચાર કરતાં મને, આપણે પાછા કેમ જઇ શકતા નથી તેનું કારણ સમજાયું છે. કેટલાક માસઉપર વિદ્યાતીર્થ નામના એક સંન્યાસીની કથામાં હું ગયો હતો. ત્યાં મારા

સાંભળવામાં આવ્યું હતું કે સ્થૂલ શરીરમાંથી સૂક્ષ્મ શરીર બહાર નિકળ્યું હોય તે સમયે તેના હૃદયને જબરો આઘાત થાય એવો જો કોઇ પ્રસંગ બને છે, તો ઉભય શરીરને સાંધી રાખનાર તૈજસ તંતુ તુટી જાય છે અને તેમ થતાં સૂક્ષ્મ શરીરનો અભિમાની સ્વેચ્છાથી પાછો પોતાના સ્થૂલ શરીરમાં પ્રવેશ કરી શકતો નથી. તમને મેં આ સ્થળે પ્રથમ જોયા ત્યારે મને તેવો જ આઘાત થયો હતો, અને તમે પણ મને જોઇને ચમકયા હતા તેથી તમને પણ તેમ જ થવું હોવું જોઇએ.

રમેશે કહ્યું: મને તેમ જ થયું હતું. અવશ્ય એ આઘાતસમયે જ આપણા સ્થૂલ શરીરસાથે આપણાં સંબંધને સાંધનાર તંતુનો વિચ્છેદ થવો હોવો જોઇએ.

માધવગીરે કહ્યું: રમેશ! થોડા સમયપછી પ્રાતઃકાલ થશે અને તેથી આ નિદ્રાગ્રસ્ત મનુષ્યો જાગે તે પહેલાં આપણે અહિંથી નિકળી જઇએ તો સારૂં.

રમેશે કહ્યું: નીકળીને જવું કયાં? આ સૂક્ષ્મ શરીરના બધા નિયમો આપણે કાંઈ જાણતા નથી. જેમ વરાળનું પાણી થાય છે, તેમ કોઈ નિયમથી આ સૂક્ષ્મ શરીર સ્થૂલ શરીરરૂપે થઇ જતું હોય અને આપણે બજારમાં ધોળે દહાડે ફરતા હોઇએ એટલામાં આપણા શરીરો સ્થૂલતાને પામી જાય તો ભરબજારમાં મારા તો આ લંગોટીવાળા વેશમાં ફજેતીના ફાળકા જ થાય! તમને હાનિ થવા જેવું કશું જ નથી. માટે તમારે જ્યાં જવું હોય ત્યાં સુખેથી જાઓ. પણ હું તો અહિંથી હાલ ખસવાનો નથી.

માધવગીરે કહ્યું: હું જાઉં તો ખરો પણ એકલો જઇને શું

કરૂં ? કદાચ આ સ્થળે પાછું ન અવાયું તો આટલો વાતનો વિસામો છે તે પણ ખોઇ બેસું. માટે સહુની વલે તે વહુની વલે. આપણે પણ અઠે દ્વારકા કરીને અહિં જ બેસીશું. જોઇએ, ભાગ્ય હવે શાશા નાચ નચાવે છે.

રમેશે કહ્યું: બહુ સારૂ, ત્યારે તમે પણ અહિં જ રહો. ચાલો ત્યારે પ્રાતઃકાલ થતા સુધી પેલા બાંકડાઉપર આપણે બેશીએ.

પછી તે બંને જણ, તે ઓરડીમાં પડેલી એક પાટલીઉપર બેઠા. જેમ સૂર્યોદય થતાં ભૂત પોતાનાં સ્થાનમાં જતાં રહે છે તેમ કદાચ પ્રકાશ થતાં અમે અમારા શરીરમાં જતા રહીશું, એવી આશામાં તેઓ પ્રાતઃકાલ થવાની વાટ જોવા લાગ્યા. સૂર્યોદય થયો, પણ તેમની આશા સફળ થઇ નહિ. સુભદ્રા તથા શિવકુમાર ઉઠ્યાં, અને દંતધાવનાદિ ક્રિયામાં યોજાયાં. પોતાના ખંડમાં બે મનુષ્યો છે તેનું તેમને ભાન થયું નહિ. શૌચ વિધિથી પરવારી બંને ભાઈ બહેન પુનઃ તે ખંડમા આવ્યાં. તેમને આવતાં જોઇ રમેશ તથા માધવગીર જેઓ કાંઇ વાત કરતા હતા તે અટકી ગયા, પણ તેમના સ્વરના કાંઈ ભણકારા શિવકુમારને કાને આવ્યા. તેણે કહ્યું: બહેન ! આપણા ઓરડામાં કોઈ વાતો કરતું હોય એમ તને અવાજ આવ્યો? અંદર કોઇ જણાતું નથી, અને તોપણ મેં કોઇને વાત કરતાં સાંભળ્યા એ, નક્કી છે.

સુભદ્રાએ કહ્યું: ભાઇ ! પ્રસંગે એવા ખોટા ભણકારા ઘણી વાર થાય છે.

શિવકુમાર બોલ્યોઃ બહેન ! તું કહે છે તેવું ઘણીવાર બને છે, પણ મને સંભળાયલો સ્વર ભણકારો નથી, એમ મારો અંત-

રાત્મા કદે છે. તું ગમે તેમ કરે, પણ આપણા ખંડમાં કોઇ છે, અને તે આપણા પ્રતિ જોયા કરે છે એમ મને શક જાય છે.

આમ બોલી શિવકુમારે આખા ખંડમાં આમ તેમ જોવા માંડયું. રમેશને લાગ્યું કે મારૂં વસ્ત્રરહિત સ્વરૂપ દેખાઇ જશે તો મારે તો ઢાંકણીમાં પાણી ઘાલી ડુબી મરવા જેવું થશે, તેથી ગભરાટમાં તેણે વળગણીએ નાંખેલું એક ધોતીયું લીધું, અને પોતાની કમરે લપેટી દીધું. પણ તે તત્કાલ ઢગલો થઇ નીચે પડયું. વાયુમય શરીરઉપર સ્થૂલ ધોતીયું કેવી રીતે રહી શકે ? વળગણીઉપરથી ધોતીયાનું ઉચકાવું, ત્યાંથી ખાલી આકાશમાં મધ્યે આવવું, અને ત્યાંથી ઢગલો થઇને નીચે પડવું—આ સઘળું શિવકુમાર, જે આમ તેમ ખંડમાં જોયા કરતો હતો, તેની દૃષ્ટિએ પડયા વિના રહ્યું નહિં. પોતાના ખંડમાં કોઇ પણ છે, એવી હવે તેની ખાતરી થઈ. તે બોલ્યો, બ્હેન ! માન ન માન પણ આપણા ખંડમાં કોઈ છે ખરૂં, પછી તે ભૂત હોય, પ્રેત હોય, યક્ષ હોય, કે દેવ હોય ગમે તે હો, પણ આપણા ખંડમાં અટકચાળાં કરવાની તેની કુટેવ હું ભૂલાવ્યા વિના રહેવાનો નથી. મેં સાંભળ્યું છે કે અદૃષ્ટ થવાનું તિલક કરી કોઈ મનુષ્યો અદૃષ્ટ થઇ કોઇના ઘરમાં ભરાય છે, અને યથેચ્છ દુષ્ટાચરણ કરે છે. તે પ્રમાણે તિલક કરીને જ જો કોઈ આવ્યું હશે તો, આજે હું તેના બાર વગાડી દઉં છું. તે નાશી ન જાય માટે પ્રથમ પેલું બારણું અટકાવ પછી તું પેલા ખુણામાં ઉભી રહે અને હું મારી તરવારથી અહીં પટા ખેલુ છું. એ ભાઇ જો મનુષ્ય હશે, અને અદૃશ્ય થઇને અહિં આવ્યા હશે, તો મારી તરવારથી આજે તેમના ટુકડે ટુકડા થઇ ગયા વગર રહેનાર નથી.

સુભદ્રા બારણું અટકાવવા જતી હતી એટલામાં નીચેથી કોઈએ શિવકુમારને હાક મારી, અને તે કોણ છે, તેની તપાસ કાઢવા તે જતી હતી એટલામાં તો તે મનુષ્ય જ ઉપર આવ્યો અને શિવકુમારને કહેવા લાગ્યો ભાઈ! સાંભળ્યું કે? પેલા રમેશનો દેહ પડ્યો. રાત્રે સુતો ત્યારે તો સાજો સમો હતો, પણ સવારમાં જોયું તો પથારીમાં મુડદુ થઈને પડ્યો છે. લુગડાનું પણ ભાન ન હોતું. લોકો ભેગા થયા છે, અને તેને ઝટપટ શ્મશાનમાં લેઈ જઈને ફુંકી મૂકવાની ગડમથલ ચાલી રહી છે.

આ વચનો સાંભળતાં જ રમેશથી એક મોટી ચીસ પડાઈ ગઈ. પરિતાપથી તે બોલી ઉઠ્યો: માધવગીર! મારૂં આવી બન્યું!

રમેશની ચીસ તથા શબ્દો શિવકુમારે, સુભદ્રાએ તથા પેલો નવો આવેલો મનુષ્ય જેનું નામ હરિનારાયણ હતું, તેણે સાંભળ્યા. તે આશ્ચર્યથી બોલ્યો: શિવકુમારભાઈ! અહિં આ ચીસ કોણે પાડી તથા આ કોણ બોલ્યું?

તેના પ્રશ્નનું ઉત્તર ન આપતાં શિવકુમારે પોતાની બહેનને કહ્યું: કેમ બહેન! હવે તારી ખાત્રી થઈ કેની કે મને જે અવાજ સંભળાયો હતો તે ખોટો ભણકારો નહતો? ચાલ બારણું બંધ કરી દે, અને આ પીડાનો મને સત્વર અંત આણી દેવા દે. પછી હરિ-નારાયણતરફ ફરીને બોલ્યો: હરિનારાયણભાઈ! આશ્ચર્ય પામશો નહિ. અમારા ઘરમાં કોઈ પરોણા આવ્યા છે, અને તેમની હું જરા આગતા સ્વાગતા કરી લેઉં છું.

આમ બોલી શિવકુમારે ખીંટીએથી પોતાની તરવાર લીધી અને તે મ્યાનમાંથી કાઢી, પછી ઓરડામાં આમતેમ ખાલી આ

કક્ષમાં દૃષ્ટિ ફેરવી તે બોલ્યો, અદૃષ્ટરૂપે મારા ઓરડામાં તમે જે કોઈ આવ્યાં હો, તે આ મારૂં છેલ્લું વચન સાંભળો. તમે ભૂત છો, પિશાચ છો, યક્ષ છો કે કોણ છો તે હું જાણતો નથી. જો તમારૂં શરીર વાયુમય હશે તો હું જાણું છું કે મારી તરવારથી તમને કશું થનાર નથી, પણ જો તમે મનુષ્ય હશો, અને માંત્રિક સાધનથી કે એવા જ કોઈ પ્રયોગથી અદૃષ્ટ થઈને અહિં આવ્યા હશો, તો નિશ્ચય માનજો કે મારા એક જ પ્રહારથી તમારા બે કટકા થઈ જશે. માટે જો મોતથી બચવું હોય તો તમે જે હો તે પ્રત્યક્ષ થાઓ. જુઓ હું ત્રણ ગણું છું, અને અને તે ત્રણ બોલતાં તમે પ્રકટ નહિ થાઓ તો હું વધારે વિલંબ કરવાનો નથી. એક, બે—

માધવગીરે રમેશને ધીરેથી કહ્યું: ભાઈ! હવે પ્રકટ શા માટે ન થવું? મારૂં ઠીક છે પણ તમારે હવે ગુપ્ત રહ્યે પરવડે તેમ નથી, તમે ફજેતીથી ડરો છો, પણ ગમે તેટલો ભોગ આપવો પડે તો પણ તે આપીને રક્ષણ કરવું, એ નીતિ છે.

રમેશને માધવગીરની સલાહ ઠીક લાગી, અને તેથી તે મોટા સાદે બોલ્યો: શિવકુમાર! તમારી તરવારથી અમને કશી જ હાનિ થવાનો સંભવ નથી, એ અમે જાણીએ છીએ, તેથી તરવારના ભયથી નહિ પણ અમારા હિતને માટે અમે કોણ છીએ તે પ્રકટ કરીએ છીએ. અમે સ્થૂલ શરીરથી અહિં આવ્યા નથી, પણ અમારા સૂક્ષ્મ શરીરથી આવ્યા છીએ. શામાટે અમે અહિં આવ્યા છીએ, એ નિરાંતે પછી સમજાવીશું. હાલ તો ટુંકમાં એટલુંજ કે સ્થૂલ શરીરમાંથી સૂક્ષ્મ શરીરને બહાર કાઢવા અમે સમર્થ થયા છીએ. પણ પાછા અમારા સ્થૂલ શરીરમાં જવા અમે શક્તિમાન્ થયા નથી

આથી અમે તમારા ક્રોધના પાત્ર નથી, પણ દયાના પાત્ર છીએ. અમે મરી ગયા નથી, પણ જીવતા છીએ. અમને મરેલા જાણીને અમારાં મુડદાની અમારા સંબંધીઓ ગમે તે વ્યવસ્થા કરી દેવા તૈયાર થયા છે, તે હમણા જ તમે હરિનારાયણથી સાંભળ્યું છે. આથી અમારી સ્થિતિની જો તમને દયા આવતી હોય તો આ ક્ષણે જ તમે અમારે ત્યાં જાઓ, અને અમારા શરીરોની અમારા સંબંધીઓ ગમે તેવી વ્યવસ્થા કરી ન નાંખે તેવો તમે ઉપાય રચો.

શિવકુમારે પોતાની તરવાર મ્યાન કરતાં કહ્યુંઃ તમારી વાતચીતથી તથા તમારા સ્વરથી તમે બોલનાર રમેશ છો, એ મને સમજાયું છે, પણ તમારી સાથે બીજું કોણ છે?

માધવગીરે કહ્યુંઃ હું માધવગીર નામનો અતીત છું. ગંગાના ઉપર કાલ સાયંકાળે તમે જેને હઠયોગ અને રાજયોગમાં શો ભેદ છે, એનો પ્રશ્ન કર્યો હતો, અને તે ઉપરથી આપણે લગભગ અર્ધો પ્રહર વિવિધ વિષયોપર વાતચિત ચાલી હતી, તે જ હું છું. આપણે જે સ્થળે બેઠા હતા ત્યાંથી ઉત્તરમાં બસે કદમને છેટે મારી મઢી છે. કૃપા કરી ત્યાં જશો, અને મારા શરીરની પણ દુર્દશા ન થાય તેવી વ્યવસ્થા કરશો.

શિવકુમારે કહ્યુંઃ પણ તમારે ઉભયને મારે ત્યાં આવવાનું શું પ્રયોજન?

રમેશ આકુળતા દર્શાવતો બોલી ઉઠયોઃ ભાઈ! એ બધા ખુલાસા નિરાંતે પછી પૂછજો. હાલ તો મને ત્વરાથી બચાવો. વિલંબ થઇ જશે તો મારા સંબંધીઓ જરૂર મને ફુંકી મુકશે.

શિવકુમારે કહ્યુંઃ વારુ તેનો ઉપાય હું પ્રથમ કરું છું. પછી

હરિનારાયણને બધી સમજણ પાડીને તેને રમેશને ત્યાં મોકલ્યો અને રમેશ મરી ગયો નથી, પણ તેણે માત્ર સમાધિ લીધી છે, અને અલ્પ સમયમાં જાગશે, માટે તેને બાળી ન મૂકવા તેના સંબંધીઓને ચેતાવી દેવા સૂચવ્યું. ત્યાંથી માધવગીરને ત્યાં જઇને પણ ઘટતી વ્યવસ્થા કરી આવવા તેને સમજાવ્યું. હરિનારાયણના ગયા પછી શિવકુમારે કહ્યું: રમેશ તમે તમારા મૂળ શરીરમાં પાછા કેમ જતા નથી ?

રમેશે કહ્યું: પાછા વળવાનો વિધિ જાણ્યા વિના જ અમે આ સાહસ કરી બેઠા છીએ. શિવકુમારે પુછ્યું: તમે બંને યોગનો સાથે અભ્યાસ કરતા હતા ?

રમેશે કહ્યું: ના અમને જુદો જુદો ઉપદેશ આપવામાં આવ્યો છે. કાલ રાત્રિએ જ અમે જાણ્યું કે અમે બંને એક સાધન સાધીએ છીએ. અમને આસન, પ્રાણાયામ પ્રત્યાહાર શીખવનાર ગુરુ એક જ છે. કોઈ વિલક્ષણ સંજોગથી જ અમે બંને એક જ દિવસે સ્થૂલ શરીરમાંથી સૂક્ષ્મ શરીર બહાર કાઢવાનો વિધિ શિખ્યા છીએ. હવે તમે કૃપા કરી અમારા ગુરુપાસે જાઓ, અને અમારી થયલી દુર્દશા તેમને જણાવી અમને આ સ્થિતિથી મુક્ત કરવા અમારા તરફથી તેમને પ્રાર્થના કરો.

શિવકુમારે કહ્યું: બહુ સારૂં, હું તેમ કરીશ. તમારા ગુરુનું નામ તથા ઠામ મને જણાવો. હું તેમને તત્કાળ અહિં જ તેડી લાવું છું.

રમેશ બોલ્યો: તેમ થશે તો તમારો ઉપકાર મરણપર્યંત અમે વીસરનાર નથી. તેમનું નામ રમેશથી આગળ બોલાયું નહિ. તેની જીભ તેના મુખમાં જ ચોટી ગઇ.

માધવગીરે કહ્યું: રમેશ !. કેમ બોલતા અટકી ગયા ? ગુરુનું નામ કેમ બોલાતું નથી ? અરે હા ! હવે સ્મરણમાં આવ્યું. જેમ સૂક્ષ્મ શરીરને બહાર કાઢવાનો વિધિ, પોતાના ગુરુબંધુવિના બીજા કોઇના આગળ કહેવા જતાં આપણે તે કહી શકીશું નહિ, એવો તેમણે સંકલ્પ કર્યો હતો તેમ તેમનું નામ પણ બીજા કોઇને કહેતાં ભૂલી જઇશું એવો તેમણે સંકલ્પ કર્યો હોવો જોઇએ. નહિ તો બે ક્ષણઉપર જે નામ મને સંપૂર્ણ યાદ હતું, તે આમ એકદમ વિસરી શી રીતે જવાય! હરિ હરિ ! હવે નામ ઠામવિના શિવકુમાર ક્યાં જશે ? કાશીમાં કંઇ પાંચ સાત સાધુ કે સંન્યાસી કે બાવા નથી. હજારો સાધુ સંતમાંથી આપણા ગુરુને ખોળી કાઢવા, એ કંઇ રમતની વાત નથી.

શિવકુમારે કહ્યું: કામ અત્યંત કઠિન છે ખરૂં, પણ હવે ચિંતા કરવાથી શું ? હું મારાથી બનતો પ્રયત્ન કરીશ. હું કાશીમાં તથા કાશીની બહાર જ્યાં જ્યાં સાધુ સંતના તથા સંન્યાસીના આશ્રમ હશે ત્યાં રખડીશ અને તમારા ગુરુને શોધી કાઢવા પ્રયત્ન કરીશ. હિંમતે મરદાં તો મદદે ખુદા ! તમે આ ખંડમાં જ બેશી રહો. હું તેને બહારથી જ સાંકળ અડકાવું છું. સુભદ્રા ! આ ખંડમાંથી તારે જે કાંઇ ઉપયોગનું હોય તે તે લઇ લે. આપણે હવે બીજા ખંડમાં નિવાસ કરીશું. અને આ ખંડ આ લોકના સ્વતંત્ર નિવાસ-માટે રહેવા દઇશું.

પછી શિવકુમારે ભોજનાદિથી પરવારી કાશીમાં અટન કરવા માંડયું. તે વિવિધ આશ્રમોમાં સાંજસુધી ભટકયો, પણ રમેશ અને માધવગીરના ગુરુનો કશો પત્તો લાગ્યો નહિ સાંજે થાકીને

લોટપોટ થઇને તે ઘેર આવ્યો. અને આખા દિવસનો વૃત્તાંત ઉભયને કહી બતાવ્યો. ત્રણ દિવસ સુધી શિવકુમારે આ પ્રમાણે યત્ન કર્યો, પણ તેને સફળતા મળી નહિ. ત્રીજા દિવસના સાયંકાળે તે નિરાશ થઇને, તથા હવે શોધ કરવાનો પ્રયત્ન છોડી દેવાનો મનમાં નિશ્ચય કરીને જેવો તે ઘરમાં પ્રવેશ કરતો હતો, એટલામાં તેને કોઇએ બુમ મારી. તે ઉભો રહ્યો, અને જોયું તો પોતાના મિત્ર મદનમોહને બુમ મારી હતી. મદનમોહન પાસે આવ્યો અને બોલ્યોઃ કેમ ભાઈ! આજ ત્રણ દિવસ થયાં દર્શન પણ દુર્લભ થઇ પડ્યાં છે ?

શિવકુમારે કહ્યુંઃ ભાઇ ! એક ધર્મસંકટ આવી પડયું છે. ઉપર ચાલો, નિરાંતે વાત કરીશું, હું થાકી ગયો છું.

પછી બંને મિત્રો રમેશ તથા માધવગીર જે ખંડમાં હતા ત્યાં આવ્યા. શિવકુમારને જોતાં જ રમેશે બુમ પાડી પૂછ્યું, કેમ કાંઈ પત્તો લાગ્યો ?

શિવકુમારે ના કહ્યું. મદનમોહને પૂછ્યું, ભાઇ ! તમે હવામાં કોની સાથે વાત કરો છો? શિવકુમારે સૂક્ષ્મ શરીરમાં પોતાને ત્યાં આવેલા અતિથિઓસંબંધમાં ટુંકાણમાં કહી સંભળાવ્યું. મદનમોહને કહ્યું તેઓ હવે પાછા કેમ જતા નથી? શિવકુમારે કહ્યું, તેઓને સ્થૂલ શરીરમાંથી બહાર નિકળતાં આવડે છે, પણ પાછા પ્રવેશ કરતાં આવડતું નથી. કોઇ સાધુએ તેમને કેટલાક નિયમો શીખવ્યા જણાય છે.

મદનમોહને કહ્યુંઃ સાધુએ ? સાધુએ ? મને લાગે છે કે તેઓ ચન્દ્રધરસ્વામિના શિષ્યો હશે. રમેશ તથા માધવગીર જેઓ આ વાર્તા સાંભળતા હતા તેઓ ચન્દ્રધરનું નામ મદનમોહનના મુખમાંથી

નીકળતાં એકદમ બોલી ઉઠ્યા, એ જ ! એ જ ! શિવકુમાર ! એ જ અમારા ગુરુ મદનમોહનભાઇ ! અમે પગે લાગી કહીએ છીએ કે અમને આ દુઃખમાંથી મુક્ત કરો.

મદનમોહને કહ્યું: તમે ચન્દ્રધરસ્વામિપાસેથી પૂરેપૂરૂં જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના શરીરને બહાર કાઢવામાં, ન ક્ષમા આપી શકાય એવી ભારે ભૂલ કરી છે. સારૂં છે કે તમે હજી કાશીમાં ને કાશીમાં જ પ્રવાસ કર્યો છે. જો વિસ્તૃત આકાશમાં જ વિચર્યા હોત તો તમારી કેવી દુર્દશા થાત તે હું અનુમાન કરી શકતો નથી. હું પોતે ચન્દ્રધર સ્વામિ-પાસે ત્રણ વર્ષથી યોગાભ્યાસ કરૂં છું. સ્થૂલ શરીરમાંથી બહાર નીકળવાનો તથા પુનઃ અંદર પ્રવેશ થવાનો સંપૂર્ણ વિધિ મને શીખવવામાં આવ્યો છે. તમે પણ એક બે માસ ધૈર્ય ધર્યું હોત તો તમને પણ એ શીખવવામાં આવત. હવે તમારે માટે એક જ ઉપાય છે અને તે એ કે તમારા સ્થૂલ શરીરપાસે જઇને તમને સંકલ્પથી આકર્ષવા. આવી રીતે કરવું, તે હું તેમ જ ચન્દ્રધર સ્વામિ ઉભય જાણીએ છીએ. તમારાં નામઠામ મને જણાવો. હું વિચારદ્વારા ગુરુને આ વાર્તા હમણાં જ જણાવું છું અને તેથી અલ્પ સમયમાં તે મને આવી મળશે, અને અમે બંને જે કરવાનું છે તે કરીશું. ભલા મનુષ્યો ! હવેથી સાવધાન રહેજો, અને જો ડાહ્યા હો તો આવા જોખમભરેલા પ્રયોગો, ગુરુની સંનિધિવિના, અથવા ગુરુની આજ્ઞાવિના, એકલા કરવાનુ અવિચારભરેલું સાહસ કદી કરતા નહિ.

આમ બોલી તે તત્કાલ ઉઠ્યો, અને શિવકુમારની રજા માગી ચાલ્યો. શો પરિણામ આવે છે તેની વાટ જોતાં સર્વ મૌનપણે

બેશી સાત પ્રત્યેક ક્ષણ સહુને યુગ એટલી લાંબી જણાવા લાગી. આ સ્થિતિમાં એક ઘડિકાઉપરાંત સમય વહી ગયો. એટલામાં માધવગીર બોલી ઉઠયોઃ શિવકુમારભાઈ! જય જય હું જાઉં—તેનો છેલો શબ્દ હવામાં અળપાઇ ગયો.

પાંચેક મિનિટ નહિ થઇ, એટલામાં રમેશના શરીરમાં કોઇ વિલક્ષણ પ્રકારની જાગ્રતિ આવેલી ભાસી. તે શિવકુમારની અધિક સમીપ આવ્યો, અને બોલ્યોઃ તમારો મારા પર અનવધિ ઉપકાર થયો છે. પરમેશ્વર તમારૂં કલ્યાણ—રમેશનું સૂક્ષ્મ શરીર પણ માધવગીરની પેઠે તેના સ્થૂલ શરીરમાં પ્રવેશ્યું.



# विचारनां आन्दोलनोनुं सामर्थ्य.



ડા. રતિપ્રસાદ ખંબાતના વતની હતા. પણ ઉદરનિર્વાહાર્થે મુંબઇમાં તેમણે એક ખાનગી દવાખાનું ઉઘાડયું હતું. વિલાયત જઇ આવવા પૂર્વે તેમના વર્તનમાં દોષ કાઢવા જેવું કોઇને કશું પણ કારણ મળ્યું ન હતું. ઉલટું તેમની નીતિની તથા સનાતન આર્યધર્મઉપરની તેમની આસ્થાની જ્યાં ત્યાં સ્તુતિ થતી. પણ વિલાયતમાં ગયા ત્યારે સંગદોષથી તેમને તમાકુનું તથા દારુનું વ્યસન પડયું. રતિપ્રસાદ આ દેશમાં પાછા આવ્યા ત્યારે તેમના પૂર્વ સંસ્કારો પુનઃ જાગ્રત્ થયા, અને તેમને પોતાની ભૂલ સમજાઇ. તેમણે ઉભય વ્યસનો છોડવા સેંકડો પ્રયત્ન કર્યા, પણ તે સર્વ નિષ્ફળ ગયા. આપણી વાર્તા જે દિવસથી શરુ થાય છે, તે દિવસથી દારુને તથા સીગાર (બીડી)ને સ્પર્શ સરખો પણ ન કરવા તેમણે પુનઃ નિશ્ચય કર્યો. તે બોલ્યાઃ "આજે વળી ૧૨૧મી વાર આ દુષ્ટ વ્યસનો ત્યજવા હું નિશ્ચય કરૂં છું. એકસો વીસ વાર મેં નિશ્ચય કર્યા. અને એકસો વીસે વાર તે ધૂળ મળી ગયા! ખરે! મારી પોતાની જ દૃષ્ટિમાં હું મૂર્ખ અને કાયર જણાયો છું. દારુ અને બીડી બંધ કરવામાં મને કશી જ મહેનત પડતી નથી. પણ બંધ કર્યા પછી તેવું ને તેવું નીભાવી રાખવાનું કામ મોટો દરીઓ ઓળંગવા જેવું છે. બીડી પીધા વિના કે દારુવિના એક દિવસ કે બે દિવસ તો મન મારીને પણ ચલાવી લઉં છું, પણ પછી મારા મગજમાં, મારા જ્ઞાનતંતુઓમાં, મારા જઠરમાં અને ટુંટામાં મા

આખા શરીરમાં જે બેચેની ઉપજે છે, અને પ્રસંગે વ્યથા થાય છે, તેને મારે કેવી રીતે ટાળવી, તે હવે મને સમજાતું નથી. અરે! એકલું શરીર બગડીને રહેતું હોય તો ધૂળ નાંખી, પણ મારાં સઘળાં કામકાજ પણ અસ્તોવ્યસ્ત થઇ જાય છે. નથી મારાથી દર્દીઓને સાવધાનતાથી દવા અપાતી કે નથી મારાથી ન્યુસપેપરો કે બીજું કશું વંચાતું. વિદ્વાનો કહે છે કે પ્રયત્ન કરો. પ્રયત્નથી સઘળું જ સિદ્ધ થાય છે. પણ હવે હું તે શો પ્રયત્ન કરૂં? મારી વૃત્તિસાથે યુદ્ધ કરવાના આ મારા પ્રયત્નથી મારા ચિત્તની અવ્યવસ્થા થવાથી આ ચાલુ વર્ષમાં મારી ઘરાકી પણ છેક તુટી ગઇ. હવે શું કરૂં? મન તો દુર્બળ જ થવા જાય છે. પણ લાવ વળી એક વાર પ્રયત્ન કરી જોઉં?"

મનઉપર જય મેળવવાના રતિપ્રસાદના આ પ્રયત્નમાં આપણને રસ ઉત્પન્ન થાય, એવું કશું જ નથી. અને તેથી તેમના વૃત્તાંતને અત્ર લખવાને વૃત્તિ આદર ધરે એમ હતું જ નહિ, પરંતુ આ ૧૨૧મી વારનો પ્રયત્ન આરંભ્યા પછી જે અદ્દભુત પ્રસંગ બન્યો, તેથી જ તેમના આ વૃત્તાંતને વર્ણવવા પ્રવૃત્તિ કરવામાં આવી છે.

રતિપ્રસાદ એક અત્યંત કુશળ ડૉકટર હતા, અને ગુજરાતમાં ભારે વિખ્યાતી પામવાની સર્વ યોગ્યતા તેમનામાં હતી. ડૉકટર કેવો હોવો જોઇએ, એ સંબંધમાં તેમના વિચાર વિલક્ષણ પ્રકારના હતા. અને પોતાના વિચારપ્રમાણે જ પોતાનામાં કુશળતા આણવા શું કરવું, તેના વિચાર તે અનેક પ્રસંગે કર્યા કરતા. તે કહેતા કે ડૉકટરે યોગવિદ્યાવડે દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરવી જોઇએ. જેથી પોતાની પાસે આવનાર રોગીને શો રોગ થયો છે, તે તેના કહ્યા વિના જ યથાર્થ રીતે તેના જાણવામાં આવે. હાલના ડૉકટરો તો માત્ર રો-

ગીના કહેવાઉપરથી તથા તેના શરીરઉપરથી જણાતાં ચિહ્નો વગેરે ઉપરથી વ્યાધિનું અનુમાન કરે છે, પણ આ અનુમાનમાં બહુ વાર ભૂલ થયા વિના રહેતી નથી, અને તે ભૂલનું ફળ બિચારા રોગીને ભોગવવું પડે છે. આમ હોવાથી ડૉક્ટરે જો દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત કરી હોય તો આમ બનવાનો કદી જ સંભવ ન આવે. વળી તેઓ કહેતા કે આ વિશ્વમાં ચર–અચર પદાર્થોમાં એક જીવનતત્ત્વ વ્યાપી રહ્યું છે. ખનિજમાંથી, વનસ્પતિમાંથી આ જીવનતત્ત્વને આકર્ષવાની કોઇ કલા હોવી જોઇએ. કારણ કુદરત, પંચમહાભૂતોમાંથી એ જીવનતત્ત્વને આકર્ષીને ખનિજને પોષે છે, ખનિજમાંથી આકર્ષીને વનસ્પતિને પોષે છે, અને ખનિજ અને વનસ્પતિ ઉભયમાંથી આકર્ષીને પ્રાણિઓને પોષે છે. વળી કુદરત પ્રાણિઓમાંથી પણ એ જીવન-તત્ત્વને છુંટું પાડી જેમ પ્રાણિઓને પોષે છે, તે જ પ્રમાણે સૂર્યમાંથી, ચંદ્રમાંથી તથા વિવિધ ગ્રહાદિમાંથી પણ કુદરત જીવનતત્ત્વને આકર્ષી આ ભૂલોકમાં આવેલા પ્રાણીપદાર્થોને પોષે છે. આમ હોવાથી જીવનતત્ત્વને આકર્ષવાની કુદરતની આ કળાનું ડૉક્ટરમાં જો જ્ઞાન હોય તો પ્રત્યેક વ્યાધિને તત્કાલ મટાડી શકે, એટલું જ નહિ પણ વૃદ્ધાવસ્થા અને મૃત્યુઉપર પણ તે વિજય મેળવી શકે. એમ હોવાથી જ્યાં સુધી ડૉક્ટર આ કળાનું જ્ઞાન મેળવતો નથી ત્યાં સુધી તે ખરો ડૉક્ટર ગણાતો નથી પણ નામધારી જ ડૉક્ટર છે.

રતિપ્રસાદ નવરા પડતા ત્યારે ઉપરના ભાવના વિચારો કરતા, પરંતુ તે વિચારોને શી રીતે સિદ્ધ કરવા, તે વિષયમાં તેમને કશું જ સૂજતું ન હતું. તેમના જાણુવામાં આવ્યું હતું કે દિવ્ય દૃષ્ટિ વગેરે આત્માની ચમત્કારિક શક્તિઓ કેળવવા માટે મનુષ્યે

પ્રથમ સાત્વિક આહાર સેવવો જોઇએ, કારણ કે જેઓ દારુ, માંસ, તમાકુ, ચાહા, કૉફી વગેરે રાજસ તામસ પદાર્થોને સેવનારા છે, તેમની આધ્યાત્મિક શક્તિઓ કદી પણ જાગ્રત્ થતી નથી. આથી તેમને પહેલા જ કોળીયામાં માખી આવવા જેવું થયું હતું દારુ અને તમાકુ એ બે તેમના પ્રાણ થઈ પડ્યા હતા. તે ત્યજ્યાવિના તેમની ધારેલી ઉચ્ચ અભિલાષા પૂર્ણ થવા સંભવ ન હતો. અને તે છોડવા તેમણે ૧૨૦ વાર કરેલા પ્રયત્નમાં તેમને નિષ્ફળતા મળી હતી.

દેહ કાલ પડતો હોય તો ભલે આજ પડો, પણ હવે તો એ દુષ્ટ રાક્ષસોના સામું પણ હું જોનાર નથી, એવો દૃઢ નિશ્ચય કરીને આજે રતિપ્રસાદ બેઠા હતા. બે દિવસ મનની સાથે દારુણ યુદ્ધ કરીને તેમણે પોતાના નિશ્ચયને ટકાવી રાખ્યો છે. પૂરા અડતાળીસ કલાક વહી ગયા છતાં તેમણે દારુનું એક ટીપુસરખું પણ લીધું નથી, અને સીગારને સ્પર્શસરખો પણ કર્યો નથી. ત્રીજા દિવસનો પ્રાતઃકાળ થયો. આજે રતિપ્રસાદને જરા પણ ગમતું નથી. તે શૌચ ગયા, પણ દસ્ત સાફ ઉતર્યો નહિ. તે દાતણ કરવા બેઠા, પણ તેમનું ધ્યાન સીગારમાં અને દારુમાં જ લાગી રહ્યું હતું. તે બન્ને પદાર્થોને ભૂલવા જેમ જેમ તે અધિક પ્રયત્ન કરતા ગયા, તેમ તેમ તેમનો ઉપભોગ કરવાની ઇચ્છા અધિક અધિક વેગને ધરતી ગઈ. ઘડીકમાં રતિપ્રસાદ જે કબાટમાં સીગારનો હાબડો હતો, તે સ્થાને જતા, અને સીગાર કાઢતા, પણ વળી 'હે દુષ્ટ વૃત્તિ! તને ધિક્કાર છે'. એમ બોલતા, સીગારને ફેંકી દેતા, પાછા પોતાની ખુરશી-ઉપર આવી બેસતા. ઘડીકમાં દારુના સીસામાંથી ગ્લાસમાં દારુ કાઢતા, અને મોઢે અડાડતાં, એકદમ મોઢાઅમે ગ્લાસ અને સીસો

અને ફેંકી દેતા. એક ક્ષણે વ્યસનો ત્યજવાનો દૃઢ નિશ્ચય પ્રકટે તો બીજી જ ક્ષણે વ્યસનોના ગુણો વૃત્તિમાં પ્રબળ વેગથી સ્ફુરે, અને તેમને સેવવા અનિવાર્ય ઇચ્છા થઈ આવે. મનની આ અસાધારણ અશાંત સ્થિતિમાં બિચારા રતિપ્રસાદ છેક ઢગલા જેવા થઇ ગયા. દારુ અને તમાકુવિના એક કલાક કાઢવો તે હવે તેમને જીવને સાટે થઇ પડ્યો. બેચેની પારવિનાની વધતી ચાલી. શરીર ચીંથરા-જેવું જણાવા લાગ્યું. એક ડગલું પણ ચાલવું, તે તેમને પક્ષાઘાતથી પીડાયલા રોગીજેવું કઠિન ભાસવા લાગ્યું. મનના વિચાર માત્ર અટકી ગયા, અને જેમ મારવાડના મઉને 'ખાઉં ખાઉં' વિના બીજો કશો જ વિચાર હોતો નથી તેમ તમાકુ અને દારુવિના બીજા કશાનો વિચાર તેમના મનમાં જાગ્રત્ જણાયો નહિ. રતિપ્રસાદને જણાયું કે હવે આ સ્થિતિમાં કશું જ કામ થવાનો સંભવ રહ્યો નથી. આવું પિશાચજેવું જીવન રહ્યું તો એ શું અને ન રહ્યું તો એ શું ?

સમય જતો ગયો તેમ તેમ રતિપ્રસાદની બેચેની વધવા લાગી, અને તેની સાથે તેમનો નિશ્ચય દુબળો થતો ચાલ્યો. સીગારની એકાદ ફુંક મારીને આ બેચેની જરા હઠાડી લઉં, વધારે નહિ પીઉં, એકદમ સામટો પ્રયત્ન કરવા કરતાં ક્રમે ક્રમે ત્યજવાનો પ્રયત્ન ઓછા દુઃખવાળો હશે, એ વગેરે વિચારો એક પછી એક આવવા લાગ્યા, અને એકવાર તેમને સહજ આદર મળ્યો કે તેઓ વધારે ને વધારે પુષ્ટ થતા ગયા. આખરે નિશ્ચય ડગ્યો. ધીરે ધીરે કબાટપાસે ગયા, સીગાર લીધી, દીવાસળી ઘસી. અને બીડી સળ-ગાવું કે ન સળગાવું એવો નેત્ર મીંચી એક ક્ષણવાર વિચાર કરવા

લાગ્યા. વિચાર કરતાં તે સ્તબ્ધ થઇ ગયા. હૃદયના છેક ઉંડા ભાગમાંથી કોઈ કહેતું હોય તેવો સ્વર સંભળાયો:—'સીગાર ફેંકી દે. નિશ્ચયથી ડગ ના. પુરુષાર્થ કરનારને પરમેશ્વર સર્વદા સાહાય્ય કરે છે જ. આ છેલ્લીવાર કાયર ન થા.'

રતિપ્રસાદે નેત્ર ઉઘાડયાં. અહો! આ મારા હૃદયમાં કોણ બોલ્યું? એ કોઈ દૈવી સત્તા જ હોવી જોઇએ શું હૃદયમાં રહેલા એ અંતર્યામી ઈશ્વર તો ન હ હોય! ગમે તે હો, પણ હું તેમના કલ્યાણકારક ઉપદેશને જ અનુસરીશ—હું સીગાર ફેંકી દઇશ જ. હું નિશ્ચયથી નહિ જ ડગું. હું કાયર નહિ જ થાઉં. પુરુષાર્થીને પરમેશ્વર અનુકૂળ થજો. હું આપ અંતરાત્માને શરણ છું.

આમ બોલી તેમણે સીગારનો ડબ્બો તથા દારુનો સીસો વગેરે બારીએથી પાછલા વાડામાં ફેંકી દીધાં; અને પછી સ્વસ્થ થઇ પોતાના સ્થાનમાં આવી બેઠા. તે ક્ષણથી રતિપ્રસાદે અંતર્યામી ઈશ્વરને પોતાંના સ્વામી સ્થાપ્યા, અને તેમની આજ્ઞાપ્રમાણે ચાલવા માંડયું. તેમને બેચેની જણાતી કે તરત તેઓ નેત્ર મીચતા, અને અંતરમાં ઉતરી ઈશ્વરને શરણે જતા, અને "પ્રભો! આપને મારા કલ્યાણનો જે માર્ગ જણાય તે માર્ગે મને ચલાવજો" એમ બોલી બાળક જેમ માતાના ખોળામાં નિર્ભયપણે સુઇ જાય, તેમ પરમેશ્વરમાં વૃત્તિ સ્થાપીને શાંતપણે અર્ધો કલાક અથવા કલાક પડયા રહેતા. આ સ્થિતિમાંથી જ્યારે જ્યારે તેઓ બહાર નીકળતા ત્યારે ત્યારે તેમને પોતાના અંતઃકરણમાં નવું બળ, નવું જીવન, નવો ઉત્સાહ, અને નવું જ્ઞાન પ્રાપ્ત થએલું સર્વદા જણાતું.

તે દિવસે રતિપ્રસાદને અંતરમાં ઉતરતાં જે અનુભવ થયો

હતો, તે તેમણે હજી સુધી જોઇને કહ્યો નથી, પરંતુ તે અત્યંત આશ્ચર્યકારક હોવો જોઇએ. એમાં કશો જ શક નથી, કારણ કે રતિપ્રસાદનું જીવન તે દિવસથી જ બદલાઇ ગયું. તે દિવસને આજે દશ વર્ષ વહી ગયા છતાં પણ કોઇ દિવસ તેઓ દારુ કે સીગારને ઓળે પણ ઉભા રહ્યા નથી.

હૃદયમાં અંતર્યામી ઈશ્વરનો સ્વર તેમણે શ્રવણ કર્યો, તે ક્ષણથી જો કે તેમનો નિશ્ચય દૃઢ થયો, અને પ્રયત્નમાં તેમને અત્યંત ઉત્સાહ વધ્યો તોપણ તેમને વ્યસનો છોડવાથી શરીરમાં જે અસ્વસ્થતા પ્રકટી હતી, તે તત્કાળ શમી નહિ. ત્યાર પછી આખા ત્રણ દિવસ અને ત્રણ રાત્રિસુધી તેમને સખ્ત તાવ આવ્યો અને સંબંધીઓએ તથા તેમના મિત્રોએ વ્યસન પાછું ગ્રહણ કરવા તેમને ઘણુંએ સમજાવ્યા, પરંતુ રતિપ્રસાદ પોતાના નિશ્ચયથી ડગ્યા નહિ. જ્યારે જ્યારે તેમને તેમના નિશ્ચયથી ડગવા કોઇ કહેતું ત્યારે તે તેની સાથે તકરારમાં ન ઉતરતાં, નેત્ર બંધ કરતા, અને ઈશ્વરને શરણે જઇ બેસતા, અને સામો માણુસ જ્યારે પોતાનો ઘંટીટંકારો અટકાવતો ત્યારે જ નેત્ર ઉઘાડતા. આથી તેમને સામાના ખોટા ઉપદેશની લેશં પણ અસર થતી નહતી, એટલું જ નહિ પરંતુ અંતરમાંથી તેમને પોતાના નિશ્ચયમાં સ્થિર રહેવાનું અદ્‌ભુત બળ મળતું.

જ્વર ઉતર્યા પછી શક્તિ આવતાં એક માસ નીકળી ગયો. એક માસ ઘેર બેશી રહેવાથી તેમનો પ્રથમથી પડી ભાગ્યા જેવો ધંધો છેક જ પડી ભાગ્યો. તેમણે પૂર્વે દ્રવ્યનો સંચય કર્યો ન હતો; અને જે કંઇ જુજ દ્રવ્ય હતું તે આ માંદવાડમાં ખરચાઈ ગયું હતું. બજારમાંથી શાક લાવવા જેટલા પૈસા પણ હવે તેમની પાસે ન હતા.

તેમની જગાએ બીજો મનુષ્ય હોત તો હવે હું શું ખાઇશ, અને શું પીશ, એની ચિંતામાં જ પાછો છ મહિનાને ખાટલે પડત; પણ રતિપ્રસાદને હવે ભય કે ચિંતા હતાં નહિ. તેમને અંતર્યામી ઈશ્વરનું મહા કલ્યાણને કરનારું શરણ મળ્યું હતું. આ દુર્લભ આશ્રયઆગળ તેમને, ભંડારમાં સંચેલા કરોડો રૂપૈયા કોડીથી તુચ્છ ભાસતા હતા. તેમને પૂર્ણ શ્રદ્ધા પ્રકટી હતી કે એક સાધારણ પિતા પણ પોતાના નિરાધાર બાળકને ભુખે મરવા દેતો નથી, તો અનંત બ્રહ્માંડોના અધિપતિ, મારા હૃદયમાં રહેલા મારા પ્રભુ, મને અનવસ્ત્રવિના કેમ જ રાખશે ? આવી શંકા કરવી, એ પણ મારા પ્રભુને અપમાન આપવા તુલ્ય છે. આમ વિચારી વળી તેઓ નેત્ર મીંચતા, અને "પ્રભો ! હું આપનો બાળક આપના ખોળામાં નિર્ભય-પણે સુઇ રહું છું" એમ બોલી શાંતિથી ઘસઘસાટ ઉંઘી જતા.

બીજે દિવસે રતિપ્રસાદ શૌચસ્નાન વગેરેથી પરવારી, પોતાના હૃદયમાં રહેલા ઈશ્વરના ખોળામાં મસ્તક મુકી નિર્ભયતાના અને નિશ્ચિંતપણાના અલૌકિક સુખનો સ્વાદ લેવા, જેવાં નેત્ર મીંચતા હતા, એટલામાં ટપાલના સિપાઇએ તેમના હાથમાં એક કાગળ મુકયો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:

"લાનોલી તા. ૨૧ મી મે સન ૧૮૫—

પ્યારા ડાક્તર સાહેબ !

મારા એક દોસ્તે મને તમારી મજબુત ભલામણ કીધી છે. તો આ કાગજ વાંચી વળતી ગાડીમાં લાનોલી આવસો. મારી બધી આસા હવે તમારામાં સમાઈ છે, તેથી જરાબી દેર કરસો

નહિ. હું તમારી વરસાદની માફક રાહા જોઉં છ.

હું છું, તમારો સેવક,

**કાસમભાઈ આદમભાઈ.**

તા. ક. કાગજમાં આગગાડીના ભાડા વગેરે માટે સો રૂપીઆની નોટ બીડી છે, તે તપાસી લેસો."

શેઠ કાસમભાઇ શ્રીમંત શેઠીયામાંનો એક હતો. નાદુરસ્ત તબીયત હોવાથી તથા ઉનાળાની ઋતુ હોવાથી તે હાલ લાનોલીમાં બંગલામાં રહેતો હતો.

બપોરે ઉપડતી ટ્રેનમાં રતિપ્રસાદ લાનોલી આવ્યા. શેઠ કાસમભાઇએ વાહન મોકલ્યું હતું, તેમાં બેશી તેઓ બંગલે આવ્યા. બંગલાના પગથીઆઉપર પગ મૂકતાં જ રતિપ્રસાદના અંતઃકરણમાં વિલક્ષણ પ્રકારનું ભાન થયું. જાણે તેમને જાગ્રત્ અવસ્થાનું અભાન જતું હોય અને તે સ્વપ્નજેવી કોઈ વિલક્ષણ સ્થિતિમાં પ્રવેશતા હોય એમ તેમને લાગ્યું. આ સ્થિતિમાં તે શેઠના સમીપંમાં આવ્યા. શેઠ એક પલંગપર સુતા હતા. ડૉકટરને આવતા જોઇ તે બોલ્યાઃ આવો દાકતર ! આ રોગથી હું તો હવે હેરાન હેરાન થઇ ગયો છું. સાલું ન ખવાય—શેઠને આગળ બોલતાં અટકાવીને રતિપ્રસાદે કહ્યુંઃ આપે આપની હકીકત કહેવાની કંઇ જ જરૂર નથી. આપને શો રોગ છે, તે વગેરે સઘળું હું મારી મેળે જ શોધી કાઢીશ. આપ મને, આપને શું થાય છે, તે સંબંધી એક અક્ષર પણ મહેરબાની કરીને કહેશો નહિ. આમ કહી પછી રતિપ્રસાદે પાસે ઉભેલાં માણુસોને બહાર બેસવા કહ્યું, અને પોતે પાસે પડેલી એક ખુરશી ઉપર શેઠથી બે ત્રણ હાથને છેટે શેઠસામું મુખ રાખી બેઠા. પછી

ફરવા લાગ્યો, કારણ કે હું જાણતો હતો કે મને જો જરા વિલંબ થશે તો મારા શરીરમાં પાછું પ્રવેશ કરવાનું મારૂં બળ હણાઇ જશે. એમ છતાં, આ જાણતાં છતાં પણ તેના મગજમાં એટલું બધું જ્ઞાન હતું કે સઘળું જ હસ્તગત કર્યા વિના મને તેમાંથી પાછા નિકળવાનું મન થયું નહિ. અસાધારણ લોભથી તથા સ્વાર્થબુદ્ધિથી તેનાં મગજના છેક ગર્ભભાગમાં રહેલાં વિદ્યાનાં સત્યોને મેં ગ્રહણ કરવા માંડ્યાં. મારો લોભ મારો જ વિનાશ કરનાર થઇ પડયો. મને જણાયું કે મારા શરીરના, મરણ પામતા મનુષ્યની પેઠે છેલ્લા રામ રમવા માંડયા છે, અને ગભરાટને ભયથી મેં પાછા જવા પ્રયત્ન કરવા માંડયો. પણ મારૂં ચાલ્યું નહિ. હું લથડી ગયો અને ધબ લઇને પૃથ્વીઉપર પડયો—સઘળે જ અંધકાર વ્યાપી રહ્યો.

જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે મને સમજાયું કે મારી આજુબાજુ વિલક્ષણ પ્રકારની હિલચાલ થયા કરે છે, અને માણસો ગભરાટથી ધીરે ધીરે બોલ્યા કરે છે. મેં આંખો ઉઘાડી અને મારી આજુબાજુ જોયું. મેં ન જોયેલા એવા અજાણ્યા વિચિત્ર લોકો મને એક મ્યાનાજેવા વાહનમાં સુવાડીને લેઇ જતા હતા, અને તો પણ આ સર્વને જાણે હું ઓળખતો હોઉં એમ મને ભાન થયું. વિજળીના ચમકારાની પેઠે મને સ્ફુર્યું કે હું હવે **તારકાપ્રસાદ** નથી. **તારકાપ્રસાદ** નામવાળું મારૂં શરીર તો પૃથ્વીમાં પડી રહ્યું છે, અને હું તો મંગળમાં કોઇના શરીરમાં આવીને ભરાયો છું, અને મારી પોતાની જ કૃતિવડે મંગળનો વતની થયો છું. આખા પૃથ્વીમાં અસાધારણ ભારે પ્રતિષ્ઠા મેળવવાની મારી સઘળી આશાઓ

ધૂળધાણી થઇ ગઇ હતી. મહાવિદ્વાનતરીકે દુનિયામાં જે નામ કાઢવા મેં ધાર્યું હતું અને પૃથ્વીમાં મોટામાં મોટા ચમત્કારિક પુરુષતરીકે ખપવાની જે અભિલાષા મેં ધરી હતી, તે એક ક્ષણમાં પાણીના પરપોટાની પેઠ નાશ થઇ ગઇ હતી. સંતાપથી મને પુનઃ મૂર્છા આવી ગઈ.

જ્યારે હું જાગ્રત્ થયો ત્યારે મારૂં મન પૂર્વકરતાં અધિક સ્વસ્થ થતું હતું. મારી બદલાયલી દુઃખવાળી અવસ્થામાં હવે કોઇ પણ રીતે સમાધાન માન્યા વિના મારો છુટકો ન હતો. જે શરીરમાં હાલ પ્રવેશ કર્યો હતો, તેના મગજનું અવલોકન કરતાં મને જણાયું કે જે જીવ તેમાં વસતો હતો તે બહુ જ વિદ્વાન્ હતો. એ જીવ પૃથ્વીમાં ગયો હોય, અને હાલ મારા પ્રથમના શરીરમાં પ્રવેશ્યો હોય અને ત્યાં મારા મગજમાં રહેલા જ્ઞાનથી માહિતગાર થઇને મને જે વિદ્યા આવડે છે, તે તેને આવડે તો ઘણું જ સારૂં થાય, એમ હું વારંવાર ઇચ્છવા લાગ્યો. અને મારી વિદ્યાના પ્રભાવે તેમ જ થવું સંભવિત હતું. હું જેમ તેના શરીરમાં પ્રવેશીને તેના સઘળા જ્ઞાનનો ધણી થઈ પડયો હતો તેમ તે પણ મારા સઘળા જ્ઞાનનો ધણી થઇ પડયો હોવો જ જોઇએ. આ પ્રકારના વિચારો કરવાથી મને કંઇક શાંતિ વળી; કારણ કે તેથી ભવિષ્યમાં કોઇ સમયે, પૃથ્વીમાં મારા શરીરમાં વસેલા જીવને મંગળમાં આવવાની ઇચ્છા થાય તો પૃથ્વીમાં પાછા જવાનો સંભવ આવે, એવી આશાઓ બંધાય તેમ હતું, આથી તેની આવી ઇચ્છામાં તેને વિજય મળે માટે તેને બનતી અનુકૂળતા કરી આપવાનો મેં નિશ્ચય કર્યો. મારા મનમાં એ પ્રકારના વિચાર ચાલતા હતા એ-

ટલામાં એક મનુષ્ય મારા ઓરડામાં આવ્યો અને મારા પલંગઉપર નાંખેલો પડદો ખસેડીને મારા તરફ વાંકો વળી પ્રસન્નતા દર્શાવતો બોલ્યો: આમ્થા! હવે તમને બરાબર ભાન આવ્યું? હવે તમને શરીરે સુખ જણાય છે કેની?

મેં કહ્યું: મારા ભાઇ નેસો! હા, હવે મને ઘણું સારૂં છે. પણ હજી મને ઘણી નબળાઇ લાગે છે, અને મારૂં માથુ દુઃખે છે. પણ મને કહો, મને શું થયું હતું.

તેણે કહ્યું: પહેલાં તમે આ પી જાઓ. એમ કહી તેણે મને મધુર તથા ખુશબોદાર કોઇક પ્રપાનક પીવાને આપ્યું. તે હું પીતો હતો, તે સમયે તે બોલ્યો: ભાઇ! કાલ રાત્રે આપણી કૉલેજની વિશાળ અગાશીમાં આપણે એકઠા મળ્યા હતા, તે સમયે તમે અમને આકાશમાં જણાતા પેલા લીલા તારા–વિષે જે જ્ઞાન અમે આપણા સમર્થ વિદ્વાનોપાસેથી પ્રાપ્ત કર્યું છે, તે વિષે વ્યાખ્યાન આપતા હતા. તમે વિશેષમાં તમારા પોતાના તરફથી કહ્યું કે આપણા મંગળની પેઠે તે તારામાં પણ વસ્તી છે. આ સાંભળી કેટલાક વૃદ્ધો તમારૂં હાસ્ય કરવા લાગ્યા તે જોઇને તમને ક્રોધ ચઢયો અને આવેશમાં તમે તેમને અજ્ઞાન જડમતિ કહીને તુચ્છકારી કાઢયો. તમે આ પ્રમાણે તેમને ઠપકારી કાઢતા હતા, એટલામાં વચમાં જ તમે બોલતા બંધ પડી ગયા, એક ક્ષણ વાર પેલા લીલા તારાતરફ તમે એકી ટશે જોયું, તમારૂં શરીર લથડવા લાગ્યું, તમે ઢબ દઇને પડ્યા, અને તમારૂં માથું પથરાસાથે એટલા જોરથી પછડાયું કે તમે બેભાન થઈ ગયા. પહેલાં અમને લાગ્યું કે તમારા પ્રાણ નીકળી ગયા; પણ તમારૂં હૃદય

જરા જરા ધડકે છે, એવું જણાવાથી તમને અહિં આપણે ઘેર આણવામાં આવ્યા. પણ હવે ૭ વાગી ગયા છે, તેથી હું હવે તાર ઑફીસમાં મારી નોકરીએ જાઉં છું. બાર વાગે હું પાછો આવીશ. એ દરમ્યાન તમારી સંભાળ લેવાને હું મોનીયાને તેના બાપની ત્યાંથી મોકલું છું. તેની પ્રેમભરેલી દૃષ્ટિતળે મારી ખાતરી છે તમને બહુ અલ્પ સમયમાં પૂરેપૂરો આરામ થઇ જશે.

જ્યારે તે ગયો, ત્યારે હું મારી પથારીમાંથી ઉઠયો, અને વસ્ત્ર પહેરીને ખુલ્લી બારીઆગળ જઇને બેઠો. મારો પોશાક પ્રાચીન ગ્રીક લોકોના જેવો હતો. બારીએથી બહાર નજર નાંખતાં મને જણાયું કે આખો દેશ જરા રાતા રંગનો હતો. ઘાસ, વૃક્ષો, સમુદ્ર અને જે પાષાણથી ઘર બાંધવામાં આવ્યાં હતાં, તે સર્વ રાતા રંગનાં હતાં. સંદેશાઓ પહોંચાડવાની દોરડાંની હાર દૂર સુધી નાંખેલી મારા જોવામાં આવી: નેસોને તે દિશાભણી જતો મેં બારીએથી જોયો. ટેલીગ્રાફની શોધમાં મંગળના લોકો આપણી પૃથ્વી-કરતાં બહુ જ પાછળ મને તો જણાયા. મને વિચાર આવવા લાગ્યા, હું મંગળમાં ટેલીગ્રાફને દાખલ કરીશ, તેમ જ પૃથ્વીની જે જે શોધોમાં આ લોકો પાછળ છે તે તેમને શીખવીશ. આથી અહિં પણ એડિસનના જેવી કીર્તિને પ્રાપ્ત કરવાનો મને પૂર્ણ સંભવ છે.

આ પ્રકારના વિચારો મારા મનમાં ચાલતા હતા, એટલામાં પાછળથી કોઈના કોમળ હસ્તનો મને સ્પર્શ થયો, અને પાછું વળીને જોતાં મારી પ્રિયતમા મોનીયા આવેલી મને જણાઇ.

તે મજાક કરતી બોલી: જ્ઞાનની પાછળ ભૂત થઇને ભમનાર ગામ્થા! એવા તે શા મહત્વના વિચારમાં તમે લીન થઇ ગયા છો

કે દશ દિવસ પછી આપણાં લગ્ન થનાર છે તે પણ તમને સાંભરતું નથી? મંદવાડમાં તમારી સારવાર કરે એવી કોઇ પ્રિયાને પરણીને ઘરમાં આણ્યાવિના, આ પ્રમાણે પથરાઉપર પછડાઇને માથું ફોડવું, શું તમને ઘટે છે કે? ખરૂં પૂછો તો મને તો તમારો આ છંદ જરાએ ગમતો નથી. લગ્ન થયા પછી પણ તમે આમ જ કરવાના છો કે? જો એમ હોય તો મને એ નહિ પરવડે.

મેં કહ્યુંઃ મારી આંખની કીકી! મારા હૈયાના હાર! મારી દેવી! મારી! રાણી તું જેમ કહીશ તેમ ચાલીશ. તારા ઉપર આ મારૂં તન, મન, ધન સઘળું કુરબાન છે. મહારાણી! મારો હાથ ઝાલીને આવો તો આપણે નીચે બાગમાં ખુલ્લી હવામાં ફરીએ.

પછી અમે નીચે બાગમાં ગયાં, અને ત્યાં અનેક વિષયોઉપર વાતચીત કરી, પણ તેમાં વાંચનારને કશો જ રસ પડે એમ ન હોવાથી હું તેને મારી હૃદયની પેટીમાં જ પૂરી મૂકું છું.

આ પછીનાં ત્રણ વર્ષમાં મેં ત્યાંની પ્રજાના જીવનમાં ઘણા ઘણા ફેરફાર કરી મૂક્યા. ટેલીગ્રાફ, ટેલીફોન, વગેરે આપણે ત્યાંનાં વિવિધ યંત્રો મે અત્યંત ત્વરાથી એક પછી એક શોધી કાઢયાં અને ત્યાં દાખલ કરી દીધાં. વળી મેં ત્યાંની પ્રજાને વીજળીના અને વરાળના ઉપયોગવિષે પણ શીખવ્યું.

આથી તે લોકોમાં મારૂં માન બહુ વધ્યું. ખુદ રાજાએ મને મારી અસાધારણ બુદ્ધિને માટે મોટો દરબાર ભરીને ભારે માન આપ્યું, અને પ્રજામાં જ્યાં ત્યાં મારી સ્તુતિનાં ગાન થવા લાગ્યાં. ટુંકમાં ત્યાંનાં સરળ હૃદયનાં મનુષ્યો મને દેવજેવો ગણવા લાગ્યાં.

તો પણ મંગળમાં આ સઘળું સુખ છતાં મારા હૃદયમાં મને

શાંતિ જણાતી ન હતી. પ્રજામાં મારી કીર્તિનો સૂર્ય ગગનની મધ્યમાં તપતો હતો, અને ઘરમાં મોનીયાની સાથે મારે પરમ સુખ હતું. ઘરમાં કે બહાર, મને સંતાપ થાય એવું કશું જ કારણ ન હતું, છતાં મારૂં હૃદય શાથી મને ડંખ્યા કરતું હતું, તેનું કારણ પ્રથમ મને સમજી શકાયું નહિ. પણ પછીથી તેનું કારણ મને સમજાયું. તે આ હતું:

જે ગાર્ડ્યાના શરીરમાં મેં પ્રવેશ કર્યો હતો, તેનું એક મુખ્ય લક્ષણ અસાધારણ પ્રમાણિકતા, એ હતું. તેના શરીરમાં પ્રવેશ કરવાથી મારૂં પોતાનું પણ આ લક્ષણ થયું હતું, અને તેથી બીજાના શરીરમાં રહીને, પૃથ્વીના વિદ્યાભિજ્ઞોના અને વિદ્વાનોના વિચારોને અને શોધોને, મારે નામે પ્રકટ કરવાનું ચોરીનું કામ કરવું, એ મને અસહ્ય થઇ પડયું હતું. . .

આથી મંગળઉપર તથા તેની પ્રજાઉપર જો કે મને પ્રેમ બંધાયો હતો, તો પણ અધિક વાર હવે ત્યાં પડી રહેવું મને ત્રાસદાયક થઇ પડયું હતું. અને તેથી કરી પૂર્વે મંગળમાં જ્યારે હું આવ્યો હતો તે વખતે મંગળ પૃથ્વીની પાસે જે કક્ષામાં આવ્યો હતો, તે કક્ષામાં આવ્યો ત્યારે, પૃથ્વીઉપર જે સ્થળે મારી વેધશાળા હતી, એવું હું જાણતો હતો તે સ્થળઉપર મારી વૃત્તિને એકાગ્રતાપૂર્વક સ્થાપીને, મારી વેધશાળામાં તે સમયે જે પુરુષ મારા દૂર્બિનનો ઉપયોગ કરતો હતો, તેના શરીરમાં મેં પ્રવેશ કર્યો.

જ્યારે હું પૃથ્વીઉપર આવ્યો ત્યારે મને જણાયું કે જે શરીરમાં મારો પ્રવેશ થયો હતો, તે મારૂં પોતાનું ન હતું, પણ ડૉ મૉર્શાયોનું હતું. વળી મને વિશેષમાં એ જણાયું કે મોર્શાયોના

શરીરમાં જે જીવ રહેતો હતો તે મૉશીયો પોતે ન હતો, પણ ગામ્થા હતો. કારણ કે મંગળમાંથી આ શરીરમાં મેં પ્રવેશ કર્યો તે સમયે જો મૉશીયો પોતે જ તે શરીરમાં હોત તો મને ભાગ્યે જ વિજય મળત. પણ પૂર્વે મારા શરીરમાં આવવાથી ગામ્થાને મારી વિદ્યાનું સઘળું જ રહસ્ય જાણવામાં આવેલું હોવાથી તે સાધીને જ બેશી રહ્યો હતો, અને તેથી મને વિજય મળ્યો હતો.

પણ ત્યારે મારા શરીરમાં રહેવાને બદલે તે મૉશીયોના શરીરમાં કેમ પ્રવેશ્યો હતો? મને જણાયું કે મૉશીયોના શરીરમાં પ્રવેશીને તેણે મારા ઉપર પોતાનું ખરેખરૂં વેર વાળ્યું હતું. નીચેના ખુલાસાથી તે સ્પષ્ટ સમજાશે.

પૃથ્વીમાં મારા શરીરમાં આવ્યા પછી ગામ્થાને મારા ઉપર બહુ ક્રોધ ચઢયો. મંગળગ્રહપંથી પૃથ્વીઉપર તેને બળાત્કારથી ઘસડી લાવનાર હું છું, એમ જાણી તેણે મારા ઉપર વેર લેવાનો નિશ્ચય કર્યો. મારા શરીરમાં આવવાથી, મંગળમાં આવવાનો મારો ઉદ્દેશ તથા મારા જીવનના સર્વ પ્રસંગો તેના જાણવામાં આવી ગયા. તેની ખાતરી થઇ કે હું પાછો પૃથ્વીઉપર આવીશ, અને આખા જગતમાં પ્રતિષ્ઠા મેળવવાનો મારો જે મુખ્ય હેતુ તે સિદ્ધ કરવા પ્રયત્ન કરીશ, અને આ ઉદ્દેશને અફળ કરવા અને મારૂં જીવતર ધૂળધાણી કરવા તેણે યોજના ઘડી. તેણે મારા શરીરમાં રહીને મારી સઘળી દોલત ડિ મોશીયોને મળવાનું વીલ કર્યું. પછી તે મોશિયોને મળ્યો. અને મારી વિદ્યાના પ્રતાપથી તેના શરીરમાં પ્રવેશ્યો. મોશિયો મારા શરીરમાં આવ્યો; પણ પૃથ્વી અને મંગળ એ બંને લોકનાં એકત્ર જ્ઞાન જે મગજમાં રહ્યાં હતાં, તે મગજમાં ટકી

શકવા જેટલું તેનામાં સામર્થ્ય ન હતું; અને તેથી લંડનમાં સ્મિથના મગજમાં પ્રવેશ્યાથી મારી જેવી સ્થિતિ થઈ હતી, અને જો **સ્મિથ** પોતાના શરીરમાં પાછો ન આવ્યો હોત તો મારૂં અવશ્ય મૃત્યુ થવાનું જ હતું, એવું જે **સ્મિથે** કહ્યું હતું, તે પ્રમાણે **મો**શિયો જે શરીરમાં પેઠો હતો તે શરીરનું એટલે મારા પોતાના શરીરનું મૃત્યુ થયું. **ગામ્થાને** એટલું જ જોઇતું હતું. **તારકાપ્રસાદના** શરીરનું મૃત્યુ થવાથી તેના વીલપ્રમાણે તેની સઘળી દોલત **મો**શિયો જે શરીરમાં પેઠો હતો તે શરીરને એટલે **ગામ્થાને** મળી, અર્થાત્ જે **મો**શીયાના શરીરને હું મારા કટ્ટા શત્રુરૂપે માનતો હતો તે મારી ભારે દોલતનો ધણી થયો. **ગામ્થાએ** પછી **મો**શીયોના શરીરમાં રહીને **મંગળ**સંબંધી જે કંઇ હું લખીને પ્રસિદ્ધ કરવાનો હતો, તે સર્વ **મો**શીયોને નામે પ્રસિદ્ધ કર્યું. આથી જે કીર્તિ મેળવવાની મેં **તારકાપ્રસાદે** આશા બાંધી હતી, અને જેને માટે મેં આવી ભારે મહેનત કરી હતી, તે કીર્તિ મારા શત્રુ **મો**શીયોને મળી. આ પ્રમાણે **ગામ્થાએ** મારૂં જીવન અને મારી સઘળી આશાઓ ધૂળધાણી કરી નાંખી એટલું જ નહિ, પણ તે પાછો **મંગળ**માં ગયો, અને ત્યાં મેં જે અસાધારણ કીર્તિ સંપાદન કરી હતી તેનો ભોક્તા થયો. પ્રતિકૂળ પ્રારબ્ધ જોયું? કોણ રસોઈ કરે છે, અને કોણ જમી જાય છે! તમારી કોઇ અત્યંત પ્રિય વસ્તુનો ભોગ આ ચમત્કારિક વિદ્યાના જ્ઞાનમાટે, તમારે આપવો પડશે, એવું **સ્મિથે** જે વચન કહ્યું હતું, તે અક્ષરે અક્ષર ખરૂં પડયું.

મારા શત્રુના શરીરમાં હું આવ્યો તો ખરો પણ જીવતો

છતાં હું મુવા જેવો જ હતો. મારા અગાધ જ્ઞાનને આ શરીરમાં મારે શું મધ મૂકીને ચાટવું? હું જે કાંઈ નવું લખું અને જગત્માં પ્રસિદ્ધ કરૂં, તે સર્વનું માન હવે મૉશીઓને જ મળે એવું હતું. કારણ હું મૉશિઓના શરીરમાં હાલ હતો; કંઇ તારકાપ્રસાદના શરીરમાં ન હતો. મારૂં એ બિચારૂં શરીર તો કોઈ ઘોરમાં દટાયલું પડયું હશે, અને તેની હવે તો માટી પણ થઇ ગઈ હશે. એના પણ બિચારાના દહનક્રિયાના સંસ્કાર નહિ હોય.

તારકાપ્રસાદે મૉશીયોના શરીરમાં રહીને ખગોળવિદ્યાના આશ્ચર્યકારક ગ્રંથો જગત્માં પ્રકટ કરીને તેનું સર્વ માન મૉશીયોને અપાવવું, એ બને જ કેમ? ભલે પૃથ્વીની પ્રજા અજ્ઞાનમાં વધારે કાળ સડ્યા કરો, પણ મારાથી એ બનવાનું નથી. આથી આજ રાત્રે હું એકવાર પાછો મંગળમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન કરવા ધારૂં છું. હું પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે મને ગામ્થાના શરીરમાં પ્રવેશ કરવાની સઘળી અનુકૂળતા રચી આપજો..

* * * *

હું મંગળઉપર દૃષ્ટિ સ્થાપવા હમણાં જ વિષ પીને બેસું છું. આ વિષની અસર ધીરે ધીરે અચુક થાય છે. વિષ પીવાનું કારણ એ કે મંગળસામી હું દૃષ્ટિ સ્થાપીશ તે સમયે ગામ્થા જો મારા તરફ જોતો હશે તો તો જરૂર મારો તેના શરીરમાં પ્રવેશ થવાનો, અને તે આ મારા મૉશીયોના શરીરમાં આવવાનો. પણ અહિ આવ્યા પછી તે સાવધ થશે એટલામાં તો આ વિષની અસર તેને થવાની; અને જે મૉશિયોના શરીરમાં તે પેસવાનો, તે શરીર મરી જવાનું. આમ થતાં ગામ્થાની ટાઢે પાણીએ ખસજવાની;

અને તેણે મને જે નુકસાન કર્યું છે, તેનું વેર પણ વળી રહેવાનું.

હું મંગળઉપર દૃષ્ટિ સ્થાપું છું. પેલું મારું ઘર રહ્યું. હવે—

[આપણી વાર્તા આ જગાએ ઓચિંતી અટકી જાય છે. મોશિયોના શરીરમાં રહેનાર તારકાપ્રસાદ મંગળમાં પહોચ્યો કે કેમ, અને પહોંચ્યો તો ત્યાં પછી તેણે શું શું કર્યું, એ હકીકત આપણને જણાવે, એવું પૃથ્વીમાં હાલ કોઈ છે કે કેમ, તે અમને ખબર નથી. મંગળની સાથે તારના સંદેશા ચાલતા હોત તો પણ આપણે તારકાપ્રસાદને પોતાનો અધુરો રહેલો વૃત્તાંત જણાવવા વિનવત; પણ તેવું કશું જ સાધન ન હોવાથી નિરૂપાયે અમારે અટકવું પડે છે. ટુંકામાં એટલું જ કે સવારે મોશિયોના મુખ્ય નોકરને પોતના ધણીનું મુડદું અગાશીમાં ખુરશીઉપર પડેલું જોવામાં આવ્યું. તેની આંખો પહોળી ફાટેલી હતી, અને જાણે તેના મોટા દૂર્બિનમાં જોયા કરતી હોય એમ જણાતી હતી. તેના મેજઉપર તેના અધુરા વૃત્તાંતનાં કાગળીયાં પડયાં હતાં

આ વાત જોડી કાઢેલી છે કે ખરેખર બનેલી છે તેનો નિર્ણય કરવાનું આપણી પાસે કશું જ સાધન નથી. પરંતુ એટલું તો નક્કી જ છે કે આપઘાત કરવા પૂર્વે મોશિઓએ પોતાને હાથે આ લેખ લખ્યો હતો, અને તેના મરણપછી તેના મેજઉપરથી તે મળી આવ્યો હતો.]



# કા[illegible]મા[illegible].



વિજ્ઞાન નામના માસિકનો હું તંત્રી છું. હું વિવિધ વૈજ્ઞાનિક (Scientific) વિષયોને મારા માસિકમાં પ્રકટ કરૂં છું, અને સર્વ મને વૈજ્ઞાનિક વિષયોનો અધ્યેતા (અભ્યાસ કરનાર) જાણે છે, તોપણ વસ્તુતઃ હું ગુપ્તપણે પ્રાચીન નિગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરનારો છું. ગુપ્તપણે એટલા માટે કે આ જગત્ હજી નિગૂઢ વિદ્યાઓનો અભ્યાસ કરનારાઓની કદર કરી શકે, એટલું આગળ વધ્યું નથી, અને વિદ્વાન્‌વર્ગનો મોટો ભાગ તો તેવો અભ્યાસ કરનારાઓને ઢોંગી, ધૂર્ત, અથવા ઠગાયલા સમજે છે.

મારા કાર્યાલયમાં મારા હાથતળે કામ કરનારા સઘળા મનુષ્યોમાં ઇશ્વરરાયઉપર મને અધિક પ્રેમ હતો. તે મારા સર્વ કામમાં મને ઘણી મદદ કરતો. અને અને સર્વદા મને અનકૂળ વર્તતો. માત્ર તેનામાં એક જ દોષ હતો, અને તે એ કે નિગૂઢ વિદ્યાઓમાં તેને શ્રદ્ધા ન હતી. વિજ્ઞાને સ્વીકારેલા વિષયોને જ તે સાચા માનતો અને તે વિનાની સઘળી વાતોને તે ભ્રાંત મગજની કલ્પના ગણતો. એમ છતાં પ્રેમ દોષને જોતો નથી, એ નિયમથી તેનો આ દોષ મારો તેના ઉપર અભાવ ઉપજાવવા સમર્થ થયો ન હતો; ઉલટું મારા મનમાં વારંવાર એમ થતું કે કોઈ ઉપાયે આ બિચારાના અંતઃકરણમાં નિગૂઢ વિદ્યાઓપ્રતિ અભિરુચિ ઉત્પન્ન કરી શકાય તો ઘણું સારૂં. એક દિવસે કામકાજથી પરવારી અમે બંને વિશ્રાંતિ

લેતા બેઠા હતા, ત્યારે તે કહેવા લાગ્યો, આ વિશમા શતકમાં વિજ્ઞાન ઘણું જ આગળ વધવાનું, એમાં કશો જ શક નથી. તારનાં દોરડાંથી સંદેશા મોકલવાનું નીકળી જઈ, તેને સ્થાને તારવિના સંદેશા મોકલવાની કળા ( Wireless telegraphy ) સર્વત્ર પ્રસરશે, આગગાડીઓ નીકળી જઇ તેમને સ્થાને હવામાં ઉડતાં વાહનો ( Flying machines ) થશે, ધાતુનાં પાત્રો નીકળી જઇ તેમને સ્થાને ટીપી શકાય એવા કાચનાં સ્વચ્છ વાસણો થશે, હાલના કાગળો નીકળી જઈ તેમને સ્થાને ધાતુના કાગળો થશે, અને આવા આવા સેંકડો અત્યંત આશ્ચર્યકારક શોધ થશે. આ શતકને હજી દશ વર્ષ જ થયાં છે, એટલામાં તો સેંકડો નવા શોધો થયા છે, અને મહાવિદ્વાનો પોતાની પ્રયોગશાળાઓમાં તથા અભ્યાસાલયમાં સેંકડો નવા અત્યંત આશ્ચર્યકારક શોધોના વિચાર કરતા બેઠા છે. અહો ! વિજ્ઞાનની ગતિ અદ્‌ભુત છે, અત્યંત આશ્ચર્યજનક છે !.

હું જરા પણ આશ્ચર્ય દર્શાવ્યા વિના શાંતિથી બોલ્યો: ખરું છે, ઈશ્વરરાય ! આ બધા શોધો આશ્ચર્યજનક છે, એ ખરૂં છે; અને વિશમા શતકનો મધ્ય ભાગ આવતાં આવતાં તો વિજ્ઞાન આથી પણ ઘણા આશ્ચર્યકારક શોધો કરશે, એ પણ એટલું જ ખરૂં છે; પરંતુ આ સઘળું છતાં 'વાયુમાં છિદ્ર'ની સાથે સરખાવતાં આ સઘળા શોધો કંઇ હિસાબમાં નથી.

મારૂં આ છેલ્લું વચન સાંભળી ઈશ્વરરાય ચકિતપણે મારા સામું ટગર ટગર જોવા લાગ્યો: હું પુનઃ બોલ્યો: ઇશ્વરરાય! હું ખરૂં જ કહું છું કે વાયુમાં છિદ્રની સાથે તુલના કરતાં આ શોધો કશી જ ગણતીમાં નથી.

તે મંદમંદ હસ્યો, અને બોલ્યોઃ આપનાં વચનોમાં મને જરા પણ સમજણ પડતી નથી. આપના આ શોધવિષે મેં કદી ક્યાંહિ પણ સાંભળ્યું નથી. આપ મારું હાસ્ય તો નથી કરતા? કોઈ જાણીતા શોધને આપ એવાં વચનોમાં તો નથી વર્ણવતા કે જે ખુલાસો કરવામાં ન આવે ત્યાં સુધી તદ્દત નવા શોધજેવો જણાય?

મેં કહ્યુંઃ હું બિલકુલ હાસ્ય કરતો નથી, પણ સત્ય જ કહું છુ. 'વાયુમાં છિદ્ર' એ શોધ કંઇ હાલના વિજ્ઞાને કર્યો નથી, તેમ હાલનું વિજ્ઞાન તે કરી શકશે કે કેમ, તે પણ મને તો સંશયભરેલું છે. એ નવો કે જુનો શોધ નથી, પણ પ્રાચીન નિગૂઢ વિદ્યાનો એક સુસિદ્ધ વ્યતિકર છે.

નિગૂઢ વિદ્યાનું નામ સાંભળી ઇશ્વરરાય ખડખડ હસી પડ્યો, અને બોલ્યોઃ બસ, હવે સમજાઇ ગયું. આ તો આપની આપના પેલા અજ્ઞાત પ્રદેશની વાતોમાંનો એક ખુટ્ટો છે. પહેલેથી મને જરા સ્પષ્ટ તો કરવું હતું કે હું વ્યર્થ, [illegible] હશે, એ જાણવા આવી ભારે આકાંક્ષાથી આંખો ત[illegible]ણી તાણીને મરી ન જાત! આપે પણ મને લાગ જોઇને ઠીક બનાવ્યો!

બીજા કોઇએ મને આવાં વચનો કહ્યાં હોત તો હું તેને સારી પેઠે ખંખેરી કાઢ્યા વિના રહેત નહિ, અને આ વિષયસંબંમાં તેની સાથે કદી પણ ચર્ચામાં ઉતરત નહિ; પણ ઉપર મેં કહ્યું જ છે કે ઇશ્વરરાયઉપર મારો સ્વભાવથી જ પ્રેમ હતો, અને તેથી તે મને પ્રસંગે ગમે તેવાં વચનો કહી બેસતો, તોપણ મને તેમાં દોષનું ભાન થતું નહિ. ઉલટું મને તેમાં તેના નિડરપણાનું અને સ્પષ્ટવક્તૃત્વનું ભાન થતું; અને તેથી આ પ્રસંગે ઉલટો તેના પ્રતિ

પ્રેમ દર્શાવતો હું બોલ્યો:

ભાઈ! હું તમને બનાવતો નથી. તમે જાણો છો કે તમારા હિતની મને જેટલી કાળજી છે તેટલી બીજા કોઇને ભાગ્યે જ હશે. હું તમારી સાથે આ વાત તમારૂં હાસ્ય કરવા આજે કરતો નથી, અથવા આડાંઅવળાં ગપ્પાં મારી સમય ગાળવા કરતો નથી, પણ તમારૂં હિત ઇચ્છીને જ કરૂં છું. તમે મારી વાત પૂરી કાન દઈને સાંભળ્યા વિના, પેલા અડદીયા દેખીને ભડકનાર કેસરપપ્પુની પેઠે નિગૂઢ વિદ્યાનું નામ સાંભળતાં જ ભડકી ઉઠો છો, અને મારા પ્રતિ અભિમુખતા રાખવાને બદલે મારાથી વિમુખ થઈ જાઓ છો. પણ તમે જ વિચારીને કહો કે ખરા વૈજ્ઞાનિક (Scientist) નું આવું વર્તન યોગ્ય ગણાય? ખરા વૈજ્ઞાનિકે તો આટલા જ વિચારો ખરા છે, એવો દુરાગ્રહ અથવા પક્ષપાત બાંધી ન બેસતાં પોતાના સમીપ આવતી પ્રત્યેક વાતનું નિષ્પક્ષપાત વૃત્તિથી અન્વેષણ (investigation, શોધ) કરવું જોઇએ. 'વાયુમાં છિદ્ર' એ કથન કહીને હું તમને બનાવતો નથી, પણ સાચું જ કહું છું, અને તે એ કે વાયુમાં છિદ્રને કેમ પાડવું, એ કળાને જે પુરુષે સિદ્ધ કરી છે, તે પુરુષને કોઈ પણ પ્રકારના તારયંત્રની અથવા હવામાં ઉડતાં વાહનોની કશી અગત્ય નથી; કારણ કે વાયુમાં છિદ્ર પાડવાનું સામર્થ્ય પ્રાપ્ત કરવાથી તેને પોતાના ઉપર સંપૂર્ણ સામ્રાજ્ય પ્રાપ્ત થવાથી ત્રિભુવનઉપર સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે, એવો સત્શાસ્ત્રોનો સિદ્ધાંત છે.

ઇશ્વરરાય વિલક્ષણ પ્રકારે સ્મિત કરીને બોલ્યો: આપ કહો છો તે સઘળું ખરૂં, પણ આપના કહેવાનો જરા પણ ભાવ મારા લક્ષમાં આવે ત્યારે હું આપના પ્રતિ અભિમુખતા કરૂં કેની? આપ પ્રથમથી

જ એવાં નપગાં ગપ્પાં હાંકો છો કે તે શ્રવણ કરતાં જ એકદમ બુદ્ધિ પ્રકોપને પામે છે.

મેં કહ્યું: મારી વાત ધૈર્યથી જરા તમે આગળ સાંભળો તો મારો ભાવ પણ તમારા લક્ષમાં આવે. અને તમારી બુદ્ધિ પણ પ્રકોપને પામતી અટકે. વારુ, હવે પ્રકોપને પામ્યા વિના હું જે કહું તે વચમાં બોલ્યાવિના સ્થિર ચિત્તથી થોડી વાર સાંભળો. તમે જાણો તો છો જ કે આપણી આજુબાજુ વ્યાપી રહેલા આ વાતાવરણનું આપણા શરીરઉપર પ્રત્યેક ચોરસ ઇંચે લગભગ પંદર રતલ વજનનું દબાણ થાય છે, અને આપણા ઉપર થતા સમગ્ર વજનનો જો તમે સરવાળો કરી જોશો તો તમને સમજાશે કે વાતાવરણના કેટલા ભારે વજનતળે આપણે છીએ, અને પોતાનો હાથ ઉંચકવાના કામથી માંડીને એક મોટું મકાન બાંધવા જેવું ગમે તે કામ કરતાં આપણને કેટલો શ્રમ વેઠવો પડે છે. ધારો કે આ અસાધારણ ભારે વજન આપણી ઇચ્છા થતાં આપણા ઉપરથી દૂર કરવાનું આપણામાં સામર્થ્ય હોય—ધારો કે જ્યારે જ્યારે આપણી ઇચ્છા થાય ત્યારે વાયુમાં આ પ્રકારનું છિદ્ર આપણે પાડી શકતા હોઇએ—તો શો પરિણામ આવે તેની તમને કલ્પના નથી આવી શકતી?

ઈશ્વરરાયે ઉત્તર આપ્યો: ના, કેવો પરિણામ આવે તે મારી બુદ્ધિ વિચારી શકતી નથી.

મેં કહ્યું: એ જ પરિણામ આવવાનો કે કંઇ પણ કાર્ય કરવું હોય તો તે કરવાનો સંકલ્પ જ માત્ર આપણે કરવાનો રહેવાનો, અને તે કામ કશા પણ અટકાવવિના સિદ્ધ થઈ શકવાનું.

ઈશ્વરરાયે મૂર્ખતાને સૂચવનારૂં સ્મિત કર્યું .અને વચમાં જ

બોલી ઉઠયોઃ આપ પાછા તરંગે ચઢયા હો એમ મને લાગે છે.

મેં કહ્યુંઃ તમારા મુખમાંથી આજના જડવાદીના જેવાં જ વચનો પાછાં નીકળવા માંડ્યાં. પોતાને ન સમજાય એવી કોઇ ગૂઢ વાત સાંભળી કે આજના કેળવાએલાઓ 'ખોટું, ગપ, હંબગ' વગેરે ઉદ્દગારો કાઢવા મચી પડે છે. પ્રત્યેક મહાન્ વૈજ્ઞાનિક સત્યના સંબંધમાં હંમેશ એમ જ થતું આવ્યું છે. સંસારના સ્થૂલ પ્રદેશોમાં મનુષ્યો ગોથાં ખાતા વળ્યા કરે છે, અને ઉચ્ચ પ્રદેશોને માનતા નથી, અને તેની વાતોમાં શ્રદ્ધા ધરતા નથી. પણ વધારે ઉચ્ચ સત્યો જાણનારા થોડા પ્રજ્ઞ પુરુષો જગતમાં સર્વદા હોય જ છે. બે હજાર વર્ષપૂર્વે થઇ ગયેલો ગ્રીક તત્ત્વજ્ઞાની થેલ્સ (Thales) આવા સત્યને જાણતો હતો. 'પદાર્થોને ગતિમાં મૂકનાર જે સામર્થ્ય છે, તે આત્મા છે' એવી તે આત્માની વ્યાખ્યા કરતો; અને જડમાં અને ચૈતન્યમાં કશો જ ભેદ નથી, અને પ્રત્યેક વસ્તુ ચૈતન્યનું અથવા ગતિનું જ એક પ્રકારનું રૂપાંતર છે, એ સંબંધે જે હજારો વર્ષપૂર્વે પ્રાચીનો જાણતા, તેની વિજ્ઞાનને ઝાંખી થવાનો હમણાં જ સંભવ આવે છે. બેકનને ખબર હતી અને પોતાના ગ્રંથમાં (Novum Organum માં) તેણે કહ્યું પણ છે કે મનુષ્યમાં વસ્તુઓનું સ્થળાંતર અને સંયોગ કરવાનું સામર્થ્ય માત્ર છે, પણ પદાર્થોને સ્રજવાનું તેનામાં સામર્થ્ય નથી. સ્પેન્સર એથી પણ ઘણો વધારે આગળ ગયો છે, અને પોતાના ગ્રંથ (First Principles) માં કહે છે કે પ્રત્યેક વસ્તુ એ આંદોલનોની એક પ્રકારની સ્થિતિ છે. અને હવે વૈજ્ઞાનિકો જડ દ્રવ્યનાઅણુ અને પરમાણુઓ (molecules and atoms) હોય છે, તથા બળ—

(force) વડે તેઓ ક્રિયા કરે છે, એમ કહેતા નથી, પણ એવું કહે છે કે જેટલા જેટલા જડ દ્રવ્યના પ્રકારો દેખાય છે તે સર્વ આંદોલનોની માત્ર જૂદી જૂદી ગતિઓ છે. હવે મનુષ્ય પ્રાણી, એ આ ગતિનું અથવા આંદોલનનું ઉંચામાં ઉંચું અને અત્યંત પૂર્ણ સ્વરૂપ છે. તેનું રુધિર, તેના જ્ઞાનતંતુઓ, તેના વિચારો, સર્વ, આંદોલનનાં ભિન્નભિન્ન પ્રકારનાં રૂપો છે, પરંતુ આ આંદોલનોનો ઉપયોગ કરતાં અથવા તેમને પોતાની ઇચ્છાનુકૂળ વશ વર્તાવતાં હજી તેને જોઇએ તેવું આવડતું નથી. મેસ્મેરિઝમે અને હિપ્નોટિઝમે અથવા ઘોતને (Suggestion) જ્ઞાનના આ ચમત્કારિક પ્રદેશમાં હજી તો માત્ર આરંભ જ કર્યો છે. પરંતુ હમણાં હું કહી ગયો તે આ સામર્થ્યોનો ઉપયોગ કરવાના અને તેમને પોતાને વશ જ્ઞાનવાળા થોડા પુરુષો પ્રત્યેક દેશમાં હંમેશાં હોય જ [illegible] પુરુષો હતા, આજે છે, અને ભવિષ્યમાં પણ હશે. [illegible] લોકો જેને ચમત્કાર કહે છે, તેવાં કાર્યો આ પુરુષો કરી શકે છે.

હાસ્યનો સહજ ભાવ દર્શાવતાં ઇશ્વરરાયે મને પૂછ્યું: આપનામાં તો આ આંદોલનોને વશ વર્તાવવાનું અને તે દ્વારા અમે જેને ચમત્કાર કહીએ છીએ તે કરવાનું સામર્થ્ય હશે જ.

મેં કહ્યું: હા, અને તમે પણ પ્રયત્ન કરો તો તમારામાં પણ તે સામર્થ્ય આવવાનું જ; અને તમે આ વિષયમાં પ્રવેશ કરો એટલા માટે જ આજે આ વિષય મેં તમારા આગળ છોડયો છે. તેણે પૂછ્યું: આપ શું કરી શકશો? પાણીઉપર ચાલી શકશો?

મેં ઉત્તર આપ્યો: એથી પણ વધારે ચમત્કારિક કાર્યો કરવાનું

મારામાં સામર્થ્ય છે. હવામાં થઇને, અને લાકડાંની, લોઢાની કે પત્થરની ભિંતોમાં થઇને અવાજ પસાર થઇ શકે અથવા 'એક્સ' કિરણોનો પ્રકાશ પસાર થઇ શકે તેના કરતાં વધારે સહેલાઇથી હું માર્ગ કાપી શકું છું, કારણ કે મારા શરીરનાં આંદોલનોને હું વશ વર્તાવી શકું છું.

તે બોલ્યોઃ એ બધા ફડાકા હું માનતો નથી. મને તો મારી દૃષ્ટિઆગળ કરી બતાવો તો હું માનું. વાતો તો મેં ઘણી સાંભળી છે, અને સાંભળું છું.

ગુપ્ત વિદ્યાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઘણાને જે મોટામાં મોટી મુશ્કેલી નડે છે, તે આ છે. શ્રદ્ધાની તેમાં પ્રથમ અનિવાર્ય ...ય છે. શ્રદ્ધાવિના નિગૂઢ વિદ્યાઓનું જ્ઞાન કદી પણ પ્રાપ્ત થઇ શ... સ્વાર્થી મનુષ્યથી અથવા અન્યનું હિત કરવાના પરમ ... વિના બીજા કોઈ પણ ઉદ્દેશવાળા મનુષ્યથી પણ તે ... શકતું નથી. ઘણાં વર્ષથી ઈશ્વરરાયનાં સ્વભાવવર્તન વગેરેનો મ... રિચય છે, અને તેનામાં બીજાં સર્વ પ્રકારનાં સલ્લક્ષણો છતાં માત્ર એક જ દોષ હતો, અને તે એ કે તેનામાં શ્રદ્ધાની ન્યૂનતા હતી; અને તેથી તેનું ઉપરનું વચન શ્રવણ કરી હું બોલ્યોઃ વાતો માત્ર સંભળાવવા મેં આ વિષય આજે તમારા આગળ છેડ્યો જ નથી, પણ પ્રત્યક્ષ પ્રમાણથી તમારી ખાતરી કરી આપવાના નિશ્ચયથી જ આજે આટલા આગ્રહથી હું આ વિષયની ચર્ચા કરૂં છું. જાઓ ત્યારે કાર્યાલયમાં જે કોઇ મનુષ્ય રહ્યું હોય તેને ઘેર જવાની રજા આપી પછી નીચેનું દ્વાર બરાબર અડકાવી અંદર કોઇને પણ ન આવવા દેવાની નોકરને સખ્ત તાકીદ આપી ઉપર આવો.

રડામાં અમે બેઠા હતા તે ઓર... .
બોલ્યો: ઈશ્વરરાય! આજે મેં એક કાર્ય કરવા ધાર્યું...
તે હું તમારી સમક્ષ જ કરવા ધારૂં છું. તમારા અંતઃકરણનો(હું)નો-
(અ)ધિકાર ઘણો ઉંચો હોવાથી જ હું તમને મારી સાથે રાખું ...
નહિ તો નિશ્ચયથી માનજો કે આવા વ્યતિકરો નિરખવા ભાગ્યશાળી
થવું, એ સહજ નથી. મેં જે પરોપકારનું કાર્ય કરવા માંડ્યું છે,
તે તમે જાણો જ છો. એ કાર્યમાં મારે આજે પચાસ હજાર રૂ-
પૈયાની જરૂર પડી છે, અને આ રૂપૈયા હું શી રીતે મેળવું છું,
તે હું તમને બતાવું છું. હું વાયુમાં છિદ્ર પાડી તેમાં પ્રવેશ કરીશ
અને મારી સાથે તમને લઈ જઈશ, માટે ચાલો તૈયાર થઇ જાઓ.

આમ બોલી હું ઉભો થયો, અને ઇશ્વરરાયે પણ તેમ કર્યું.
પછી હું બોલ્યો: હવે તમે છેક મારી પાસે આવીને મને અડીને
ઉભા રહો. હવે હવા અથવા આકાશનાં આંદોલનોમાં થઇને પ્રસાર
થવાય, અને જેને આપણે ગુરુત્વાકર્ષણ કહીએ છીએ તેના બળને
જિતાય, એટલા ઉંચા વેગવાળાં મારા શરીરનાં આંદોલનોને હું કરૂં
છું. આ મારાં આંદોલનોને જે દિશામાં મારે જવું છે, તે દિશામાં
હું મોકલીશ. હવામાં આપણે માટે છિદ્ર પડશે, અને આપણે તેમાં
થઇને જઇશું કે તરત તે છિદ્ર પૂરાઇ જશે, અને આપણી ઇચ્છેલી
ગતિથી હવા આપણને આગળ ધકેલી મૂકશે.

આ વચનો બોલતાં બોલતાં, આ ચમત્કારિક વ્યતિકર કરવાને
માટે જે માનસિક અથવા અધ્યાત્મિક ક્રિયા કરવાની અગત્ય હોય
છે, તે મેં કરી.

..ું શરીર ઉંચકાય છે,
નવા મને બાઝી પડયો.

ુઃ બાશો નાહિ; તમે પડવાના નથી. પછી નીચેની ભૂમિકાનાં આંદોલનોમાંથી આકાશનાં વધારે ઉચ્ચ આંદોલ-

મારા શરીરનાં આંદોલનો મને પ્રવેશ કરતાં જણાયાં કે તરત જ મેં તેમને એક પ્રસિદ્ધ સટ્ટા દલ્લાલને ત્યાં પ્રેર્યા. આ સટ્ટા દલાલ ગમે તેવાં ઉંધાંચત્તાં કરીને લાખ્ખો રૂપૈયા હોઇયાં કરી જવાને પ્રસિદ્ધ હતો. જેને 'ચતુર્થ પારમાણુ' કહેવામાં આવે છે, પણ જેને મેં 'વાયુમાં એક છિદ્ર' એવું નામ આપ્યું છે, તે અગમ્ય સ્થિતિમાં હાલ અમે આવ્યા હતા.

આ સામર્થ્ય બીજું કંઇ જ ન હતું, પરંતુ કોઇ પણ વસ્તુનાં આંદોલનની ગતિ જાણવી, અને જાણીને તેના વેગને એવા પ્રકારે વધારવી કે તે કોઇ બીજી વસ્તુમાં પ્રવેશે-એટલું જ માત્ર હતું. આ સામર્થ્યસંપન્નપુરુષો વિચારના વેગની જેટલી ઝડપ હોય છે, તેટલી ઝડપથી ગમે તે વસ્તુના આંદોલનના વેગને બદલી શકે છે.

થોડી જ ક્ષણોમાં પેલા સટ્ટાદલાલની ખાનગી ઓરડીમાં અમે આવી પહોંચ્યા. જે ગાદીઉપર તે બેઠો હતો, તેની પાસે પડેલા તેના દફ્તરકોતરામાં હજારો રૂપૈયાની નોટોના ચોડા ખડકેલા હતા. આ ચોડા તે કાઢીને ગણતો હતો. આ હજારો રૂપૈયાની નોટો એ તેની આજની કમાણી હતી.

મેં ઇશ્વરરાયને કહ્યુઃ હવે હું બંને પક્ષનું કલ્યાણ કેવી રીતે સાધું છું, તે ધ્યાન દઇને જોજો. પરોપકારનિમિત્તે આની પાસેથી હું પૈસા લેઇશ, અને વળી સાથે સાથે એ લુચ્ચાને કંઇક બોધ થાય એમ કરીશ.

પછી તે દલાલ

આંદોલનોનો વેગ ઘટાડીને મ

વાચકના લક્ષમાં એ હશે જ કે અમારાં શરીરોના આ

ઘણો જ વધારે હોવાથી દલાલ અમને દેખી શકે એમ નહોતો.

પોતાના મોંઆગળ શરીરવિનાનો એક હાથ જ માત્ર ...

નીકળેલો જોઇને તે દલાલ ચમકીને ભયથી જરા પાછો હઠયો, પણ હજાર હજારની નોટનો ગણીને તૈયાર કરેલો એક ચોડો જ્યાં મેં ઉપાડયો કે ધનપ્રતિના તેના અતિ લોભથી તેને ભયની વૃત્તિ દબી ગઇ. અને તેણે એકદમ મારો હાથ પકડયો.

મેં તરત જ આંદોલનોનો વેગ વધાર્યો, અને મારો હાથ અદ્દશ્ય થઇ ગયો. પણ તેનો હાથ પણ મારા હાથની સાથે હવામાંનાં છિદ્રમાં આવ્યો, અને ગમે તેટલી ખેંચાખેંચ કરી તોપણ તે તેમાંથી નીકળી શકયો નહિ. તે અમળાવા લાગ્યો, અને ખેંચવાના શ્રમથી પહોળું મોં કરી હાંફવા લાગ્યો; પછી જ્યારે મને જણાયું કે વધારે વાર આમ ને આમ ચાલશે તો ભયથી તેનુ કાળજું ફૂટકી જશે, ત્યારે મેં તેના હાથમાંથી અને નોટોમાંથી આંદોલનો આકર્ષી લીધાં.

જ્યારે તેનો હાથ છૂટયો ત્યારે તકીયાઉપર લાંબો પડીને તે બોલ્યો: બાપરે! આ મને શું થયું? આજ ભાંગની નિશા વધારે ચઢવાથી આ ભ્રમણા તો નથી થઇ? લાવ જરા બીડી પીઉં, એટલે મગજ ઠેકાણે આવે. આમ બોલી તેણે પાસે પડેલો વિલાયતી બીડીઓનો દાબડો લેવાને પોતાનો હાથ લાંબો કર્યો.

તેણે દાબડો પકડયો કે મેં તરત જ દાબડાઉપર આંદોલનો

...ત્યા ...માં જરા પણ ચસે
...: આશા નહિ; ...મે ... ભયથી એક ચીસ નાંખી.
...મે ...દલાલનો પાછાં આકર્ષી લીધાં, અને કડક સ્વરથી કહ્યું:
...ર્યાં, તારો પાપનો ઘડો હવે ભરાવા આવ્યો છે. તેં દુષ્કૃત્યો
...માં કંઈ કસર રાખી નથી.

આ ગેબી સ્વરના અવાજથી તે દલાલના ભયનો પાર રહ્યો નહિ, અને તેનું મોં અત્યંત દયામણું થઈ ગયું. પાછો હું બોલ્યો:

હજી ચેતવાનો સમય વહી ગયો નથી. કાળાંધોળાં કરતો હવે તત્કાળ અટક, અને કંઇ સારાં કૃત્યો કરી કરેલાં પાપની કાળાશ ધોઇ નાંખ. પાપથી તેં જે દ્રવ્ય સંગ્રહ કર્યું છે, તે તારે પરોપકારમાં ખરચવું જોઇએ, અને આ ક્ષણથી ધન ઉપાર્જન કરવામાં બીજાને ફસાવવાનો ધંધો તારે છોડી દેવો જોઇએ.

તે મનુષ્યને એટલો બધો ભય થયો હતો કે ઉત્તરમાં તેનાથી એક અક્ષર પણ બોલી શકાયો નહિ. મને ખબર હતી કે જો તેને આમ ને આમ છોડીને હું જતો રહીશ તો પછી તે 'મને કોઈ ઘણું ખરાબ સ્વપ્ન આવ્યું હતું' એમ માની લેવાનો. આથી આ પ્રસંગ ખરેખરો જ બન્યો છે, એવી તેના અંતઃકરણની ખાતરી કરવાને માટે મેં તેને કહ્યું કે આ નોટોમાંથી પચાસ હજાર રૂપૈયા મને હમણાં જ આપી દે. પછી તારા ખરા હકના જેટલા પૈસા હોય તેટલા જ તું રાખ, અને બાકીના જેમને તેં છેતર્યા છે, તેમને પાછા આપી દે. કેમ, આ પ્રમાણે કરે છે કે નહિ?

ભયથી અધમુઆ જેવો થઇ ગયેલો તે હાંફતો હાંફતો બોલ્યો: હા, હા, કરૂં છું. મેં નોટોના પડેલા ચોકામાંથી પચાસ હજારની

નોટો લીધી, અને અમ .

અને મારા શરીરનાં આંદોલનો, ..

ઈશ્વરરાય આમતેમ જોવા લાગ્યો. પછી ક્ષણેક અટક-
સામું જોઈને તે બોલ્યોઃ હા, સમજ્યો. આ તો બધું આપે 'હિપ્નોટિઝમ' કર્યું. આપે મને દ્યોતન કરીને આ બધું દેખાડયું, પણ આપણે ક્યાંહિ જ ગયા નથી. આ બધો વખત અહિંના અહિં જ હતા.

મેં શાંતિથી કહ્યુંઃ ભાઇ! તમે આને હિપ્નોટિઝમ કહો છો, તો ભલે તેમ હશે, પણ આ પચાસ હજારની નોટો આપણા હાથમાં છે, એ કયાંથી આવી? દ્યોતનવડે તમારી 'હિપ્નોટિઝમ' ની અવસ્થામાં હું નોટોના ચોડા તમને દેખાડી શકું, પણ હવે આ તમારી સાવધાન સ્થિતિમાં તે તમને દેખાય છે, તેનું કેમ? લો આ ચોડાને હાથમાં લો, તેને ગણી જુઓ, અને સ્પર્શ કરીને ખાતરી કરો કે આ હજી પણ દેખાય છે તે શું દ્યોતનથી દેખાય છે? આમ કહી મેં પેલો નોટોનો ચોડો તેના હાથમાં મૂકયો.

તેણે તે લીધો, તેને બારીકાથી જોયો, અને ખાતરી કરી કે તે ભ્રાંતિ તો નથી જ. પછી કંઈક વિચાર સ્ફુરી આવવાથી તે બોલ્યોઃ પણ આ નોટો આપના ગજવામાં કદાચ પ્રથમથી જ લઇને આપ અહિં બેઠા હશો. ના ના, હું ભૂલું છું, આપની પાસે આટલા બધા પૈસા હતા જ નહિ.

મેં કહ્યુંઃ તમને ખાતરી ન થતી હોય તો પેલો દલાલ તો હજી કંઇ ગયો નથી? કાલ સટ્ટા બજારમાં જજો, અને ગુપ્તપણે તેના વર્તનને જોજો. જેમને તેણે છેતર્યા છે, તેમને એ કાલ પૈસા

...વા. તમારી ખાતરી થશે.

...ઃ બાશો નાહ; તમે વસા આપવામાં ઢચુપચુ મન

...માર તેને કેટલીક વાર પાછું મળવું પડશે, પણ તમે તેના ... નિરીક્ષણ કરતા રહેજો.

તે બોલ્યો: શું તમારૂં એમ કહેવું છે કે આપણા સર્વના ઉપર આ પ્રમાણે કોઈ બાહ્ય સત્તા અમલ ચલાવે છે?

મેં કહ્યું: સર્વના ઉપર તો હજી સુધી નહિ, પણ ઘણાના ઉપર ખરી. તમને પોતાને તો નિ:સંશય ઘણી વાર આવી રીતે કોઈ કોઇ દિશામાં પ્રેરવામાં આવ્યા છે. દૃષ્ટાંત તરીકે, ઘણીવાર તમારી વસ્તુઓ ગુમ નથી થઈ, અને તમે સમજી ન શકો એવા વિલક્ષણ અનુભવો શું તમને નથી થયા? એ બધું તમારા હિતને માટે અને તમને અન્ય પ્રકારના સન્માર્ગમાં પ્રેરવાને માટે જ હતું.

ઈશ્વરરાયે કહ્યું: આ સર્વ ઘણું આશ્ચર્યજનક છે. આટલું બધું જ્ઞાન આપે કયાંથી પ્રાપ્ત કર્યું?

મેં કહ્યું: એક નહિ, પણ અનેક માર્ગથી.

તેણે કહ્યું: આપ મને આ સંબંધમાં કંઇ અધિક કહેશો?

મેં કહ્યું: આજે તો સમય નથી, પણ પુનઃ જ્યારે પાછા આપણે નિવૃત્તિએ આજની પેઠે બેશીશું, ત્યારે અવશ્ય હું તમને કહીશ.



# પૃથ્વીઉપર ભુસ- ઉપર ન પડતાં પૃથ્વીથી દૂરના લોકમાં જઈ પડેલો પુરુષ.



મારી સાથે એકાંતમાં વાત કરવાની ઈશ્વરરાયને હવે તો એટલી ચટપટી લાગી રહી હતી કે બીજે દિવસે ઑફીસનો સમય વીતી જતાં જ તે તત્કાળ મારી પાસે આવ્યો, અને આતુરતાથી મને પૂછવા લાગ્યો કે આજે આપને નિવૃત્તિ છે?

મેં સહજ સ્મિતપૂર્વક કહ્યું: હા, આવો બેસો.

પછી તે મારી સામે પડેલી એક ખુરશીઉપર બેઠો. મારૂં રહ્યું સહ્યું કાર્ય પાંચેક મિનિટમાં સમાપ્ત કરી પછી મેં તેને કહ્યું, ઈશ્વરરાય! વાયુમાં છિદ્ર પાડવાની કળાનું જ્ઞાન મેં ક્યાંથી પ્રાપ્ત કર્યું, તે તમારે જાણવું છે? એ સંબંધમાં અંગ્રેજીમાં કેટલાંક પુસ્તકો છે, તે હું તમને વાંચવા આપીશ. પણ મેં આ સંબંધમાં જે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તે કેવળ પુસ્તકોઉપરથી કર્યું નથી. પૃથ્વીઉપર ભુસકો મારતાં પૃથ્વીઉપર ન પડતાં પૃથ્વીથી દૂરના લોકમાં જઈ પડેલા એક ચમત્કારિક પુરુષપાસેથી એ જ્ઞાન વિશેષે કરીને મને પ્રાપ્ત થયું છે.

ઈશ્વરરાય જે મારાં વચનો અત્યંત ધ્યાન દઈને શ્રવણ કરતો

...યા [illegible]જ ન પડી હોય એવો

...ુ: બાશો નાહિ; તમે બોલી ઉઠ્યો: શું કહ્યું એ ?

જૂમ્મેકુસ્તકો [illegible]રતાં દૂરના લોકમાં જઈ પડેલા કોઇ પુરુષપાસેથી ...: આ જ્ઞાન પ્રાપ્ત કર્યું ?

મેં કહ્યું: હા. હું સાચું જ કહું છું. આ પુરુષે બારીએથી નીચે પૃથ્વીઉપર પડતું નાંખ્યું હતું, પણ પૃથ્વીઉપર ન પડતાં કરોડો માઇલ દૂરના કોઇ તારામાં તે પડ્યો હતો.

અવિશ્વાસનો ભાવ દર્શાવતાં ઈશ્વરરાય બોલ્યો: આ વળી નવો ગેબીગોળો શો ગબડાવ્યો ? આપનું મગજ પણ કંઇ અજબ છે ?

મેં કહ્યું: એટલે શું તમ એમ કહેવા માગો છો કે મારા ભ્રમિત મગજમાંથી મેં વળી આ એક નવો બુટ્ટો ઉડાવ્યો છે ? જ્યાં સુધી મનુષ્યો ગૂઢ વિદ્યાઓના પ્રાંત ભાગઉપર પણ નથી આવ્યા હોતા ત્યાં સુધી તે વિદ્યાઓની સામાન્ય વાતો પણ તેમને તરંગી મગજના બુટ્ટાઓ જણાય છે. યથાર્થ જાણવા માટે જે પ્રયત્ન કરવો પડે છે, તે કરવામાં કાયરતા એ જ આવાં વચનોનું કારણ છે.

તે જરા લજ્જા પામી બોલ્યો: ત્યારે આપની વાત શું સાચી છે ? એમ હોય તો મને તે આખી કહી જાઓ.

મેં કહ્યું: તે તો કહેવાનો મેં આરંભ જ કર્યો હતો, પણ મારી વાત પૂરી તો નહિ પણ અર્ધી સાંભળવાનું ધૈર્ય પણ તમે ધરી શક્યા નહિ. જગતમાં અસંખ્ય મનુષ્યો તમારા જેવા સ્વભાવના જ હોય છે. કોઇ વાત કોઇએ કહેવા માંડી હોય તે હજી તો અર્ધી સંભળાઇ પણ ન હોય તે પહેલાં તો તેના ઉપર અભિપ્રાય આપવા

આવી પડે છે, અને આ.
પણ ખોટી જાણી, પછી હ.
મનુષ્યો જ્ઞાનમાં આગળ વૃદ્ધિને નૈ. રામ એમા ..
આ પ્રસંગે તમારો હું કાંઇ ખાસ દોષ કાઢતો નથી, પરંતુ હિતને અર્થે આટલી સૂચના કરી છે, તેથી અંતઃકરણમાં ક્ષોભને પામશો નહિ હોં કે. લ્યો ત્યારે હવે તમને, જેને હું ચમત્કારિક પુરુષ કહું છું તેનો વૃત્તાંત કહું છું.

આજથી આશરે ચારેક વર્ષઉપર આ પુરુષનો 'તાજમહાલ' હોટેલમાં મારે પ્રથમ સમાગમ થયો હતો. હું એ હોટેલમાં ભોજન લેવા ગયો હોઇશ, એવા ખોટા અનુમાનઉપર પાછા ચઢી જશો નહિ. તમે જાણો જ છો કે પૂર્વે 'ટાઇમ્સ' ની ઑફીસમાં હું નોકર હતો. દુનિયાનાં વિવિધ પત્રો તથા માસિકોમાંથી જાણવા જેવી વૈજ્ઞાનિક ખબરોનો સંગ્રહ કરતો, અને તેને ટાઇમ્સમાં પ્રકટ કરવા આપવી, એ કામઉપર મારી નિમણુંક હતી. વળી મેનેજરને પણ પ્રસંગોપાત મદદ કરવાનું મને સોંપેલું હોવાથી મારે અઠવાડીયામાં બે ત્રણ દિવસ લગભગ આખી રાત્રિ પણ ઑફીસમાં રહેવું પડતું.

એક પ્રસંગે કોઇ વિદ્વાન્ વૈજ્ઞાનિક ઓસ્ટ્રેલિયાથી આ દેશમાં આવ્યો હતો, અને તેણે 'તાજમહાલ' હોટલમાં મુકામ કર્યો હતો, એવું કોઇ દ્વારા મારા જાણવામાં આવ્યું. હું તેને મળવા મારા એક મિત્રને લઇને ઉક્ત હોટેલમાં ગયો. તેનું નામ, તથા કયી ઓરડીમાં તેનો નિવાસ હતો વગેરે કશું જ અમે જાણતા ન હતા. હોટેલના વ્યવસ્થાપકપાસેથી પણ જોઈતી ખબર મળી નહિ. આથી ઓરડીના દ્વારઉપર જેમ કેટલાક પોતાના નામનું પાટીયું મારે છે, તેમ

...ર્યાં કદાચ પત્તો લાગી

...ઃ બાશા નાહં; ...ે કરી, હોટેલનો અર્ધો ભાગ મેં

...મ... અર્ધો ભાગ મારા મિત્રે જોઇ વળવાનો ઠરાવ કર્યો.

...વાથા માળઉપર હું તપાસ ચલાવતો હતો એટલામાં મારો મિત્ર મને શોધતો મારી પાસે વેગથી આવ્યો, અને મને કહેવા લાગ્યોઃ જરા મારા મોં સામું લક્ષપૂર્વક જુઓને કે મને કંઇ થયું છે કે મને મિથ્યા ભ્રાંતિ છે? મારી આંખો જુઓ, અને કહો કે તે તો સમી સાજી છે કેની ?

મેં કહ્યુંઃ દીનાનાથ! તમારો મશ્કરી કરવાનો સ્વભાવ અહિં પણ ન ગયો ? જે કામમાટે આપણે આવ્યા છીએ તે કામ આપણે પ્રથમ કરી લેવાનું છે. પછી હાસ્યવિનોદ તો છે જ.

તે બોલ્યોઃ જેની એક વાર ખોટી છાપ પડી ગઇ તે પછી ગંભીર વાત કહે તો પણ પ્રથમ તો તેની મશ્કરીમાં જ ગણી લેવામાં આવે છે. ભાઇ રે! હું મશ્કરી કરતો નથી, પણ ખરૂં જ કહું છું. જરા ખુદાની ખાતર કહેશો કે મારી આંખોમાં કશો ફેરફાર જણાય છે?

મને સમજાયું કે દીનાનાથ હાસ્ય કરતો નથી, પણ ખરા અંતઃકરણપૂર્વક જ બોલે છે, તેથી તેના સામી એક ક્ષણ વાર દૃષ્ટિ સ્થાપીને હું બોલ્યોઃ તમને કશું જ થયું નથી. તમારાં નેત્ર મને તો તેઓ નિત્ય જેવાં જણાય છે., તેવાં જ જણાય છે.

તે બોલ્યોઃ ત્યારે મારી સાથે એકવિશમા નંબરની ઓરડીમાં આવો, અને જરા નજર નાંખવાની તસ્દી લો. જેવું મેં ત્યાં જોયું તેવું જ જો તમને પણ જણાશે તો હું માનીશ કે મને કશું જ

થયું નથી, અને મારા
એકદમ અંદર ઘુસી ન જતા,
ગયું છે, તેમાં જરા જોઇ લેશો, અત્ર જણારા.

મેં કહ્યું: ચાલો હું આવ્યો. પણ તમે શું જોયું જરા કહો?

તે બોલ્યો: "મારી દાઢીના વાળ બધાએ ધોળા થઇ ગયા છે કે કેમ" એવો નથ્થુ હજામને કોઈ ડોસાએ સવાલ પૂછતાં તેણે જે ઉત્તર આપ્યો હતો, તે જ તમારા પ્રશ્નનો ઉત્તર સમજી લેશો. હવે વખત તો વચમાં અર્ધી મિનિટનો છે. નજરે જુઓ એટલે સાપ કે ઘો છે, તેનો ખુલાસો.

હું કશું ન બોલતાં તેણે બતાવેલી ઓરડીપાસે ગયો. ઓરડીનું બારણું સહજ અધખોલું હતું. અંદર કોઇ હોય અને તેથી ડોકીયું કરવું એ અસભ્ય જાણી હું ખચકાયો, પણ પાછળથી દીનાનાથે મને આગ્રહથી આગળ ધકેલવાથી જાણે ત્યાંથી હું સ્વભાવથી જ જતો હોઉં એવો ડોળ કરી બારણામાં નજર નાંખતો આગળ ચાલ્યો.

મેં શું જોયું? ચારેક ફીટ ઉંચાઇનો એક ઠીંગણો મનુષ્ય, સામી ભીતે દશેક ફીટ ઉંચે ટાંગેલી એક છબીને જમીનથી પાંચેક ફીટ ઉંચો હવામાં અદ્ધર ઉભો ઉભો જોતો હતો છબી જોવામાં તેનું ચિત્ત એકાગ્ર થઇ ગયું હતું. તેનો વાંસો મારા ભણી હતો. કશા ઉપર ચઢીને તે છબીને તે જુએ છે કે આકાશમાં અદ્ધર ઉભો રહીને તેને જુએ છે, તેનો બરાબર નિર્ણય કરવાને માટે મેં ઓરડીનું બારણું જરા વધારે ઉઘાડયું, અને મને સ્પષ્ટ જણાયું કે

...યાં ઉભો હતો. એટલામાં

...: બાશી નાઠ: ... ફ્રીટ તે એક બે ડગલાં હવામાં

... અને તેનો પગ તળે હવા નહિ, પણ કઠિન જમીન હોય

...વાણુ પાછું પગલું ભર્યું, અને પોતાના માથાને ડાબા જમણી

...મ તેમ ફેરવતો વળી તે છબીને તે જોવા લાગ્યો. મને ખાતરી
થઇ કે આ ભ્રાંતિ નથી પણ હવામાં ચાલવાના સામર્થ્યવાળો કોઈ
જીવતો મનુષ્ય જ આ ઓરડીમાં છે, અને તે ઠીંગણો હોવાથી જ-
મીનઉપરથી છબી બરાબર નહિ દેખી શકવાથી ઉંચે પોતાના સા-
મર્થ્યવડે ચઢયો છે.

આ પ્રકારનો નિર્ણય કરી દીનાનાથ જ્યાં ઉભો હતો ત્યાં હું
પાછો આવ્યો અને તેને કહ્યું: દીનાનાથ! તમે જે જોયું છે, તે
ખરૂં જ છે. મને પણ તમારા જેવું જ જણાયું છે.

એટલામાં તેની ઓરડીમાંથી એ પુરૂષ નીકળ્યો અને અમે
ઉભા હતા, તેનાથી સામી બાજુએ ચાલવા લાગ્યો. તે એક બાજુ-
ઉપર જ્યાં લિફ્ટ હતી ત્યાં આવ્યો. જોયું તો લિફ્ટ ત્યાં ન હતી.
તે કશો જ વિચાર ન કરતાં પાસે એક બારી હતી ત્યાં ગયો અને
તત્કાલ અદૃશ્ય થઇ ગયો. દીનાનાથ તો આ જોતાં ઓ-કરીને
બૂમ પાડી ઉઠયો અને તે પુરુષ બારીમાંથી નીચે પડી ગયો એમ
ધારીને તે જોવાને પેલી બારીતરફ દોડયો. હું પણ તેની પાછળ
ગયો અને બારીમાંથી નીચે જોયું પણ તે ક્યાંહિ જણાયો નહિ.
એટલામાં લિફ્ટ ઉપર આવી અને તેથી તેને જોવાની આશાથી
દીનાનાથની ઇચ્છા જાણીને અમે લિફ્ટમાં બેસી નીચે આવ્યા, પરંતુ
પેલો પુરુષ એટલામાં ક્યાંહિ પણ જણાયો નહિ. એટલામાં આસ-
પાસ દૃષ્ટિ નાંખતાં આધે રસ્તામાં ચાલતો જણાયો.

દીનાનાથ આ.
ટગર ટગર જોવા લાગ્યો. ખ.
તેમાં પણ દીનાનાથના મનમાં તો
મૂકે એવું હતું. પરંતુ હું તો કેટલાક સ...
અભ્યાસી હતો, અને કેટલાક સમયપૂર્વે, મ
સામર્થ્યોસંબંધી તથા તેવા અલૌકિક સામર્થ્યસ
ચરિત્રોસંબંધી, યોગાવદ્યા અને નિગૂઢ વિદ્યાના અત્યંત સમ
મારા સદ્ગુરુશ્રીના સમાગમથી કંઈક મારા જાણવામાં આવ્યું હતુ.
ત્યારથી એ વિદ્યાસંબંધનો મારો મોહ પ્રબળ થવા લાગ્યો હતો,
અને તે સંધિમાં નિગૂઢવિદ્યાસંબંધી કેટલાક ગ્રંથો પણ મારા વાંચવામાં આવવાથી એ સંબંધનો મારો પ્રયાસ કંઈક કંઇક અંશમાં સફળ થતો જતો હતો. તેથી મને તેમાં દીનાનાથજેવું અગમ્ય ...શ્ચર્ય તો ન જણાયું, પરંતુ તે પુરુષની આ ક્રિયા મને અધિક રસ ઉત્પન્ન કરનાર જણાઈ.

તે પાછો આવે એની વાટ જોતા અમે દશેક મિનીટ ત્યાં ઊભા એટલામાં દીનાનાથની દૃષ્ટિ એકાએક ઉંચે ગઈ, અને મારે ખભે હાથ મૂકતાં તે આશ્ચર્યથી બોલી ઉઠયો: જુઓ ! જુઓ ! પેલા ચોથા મજલાની બારીઉપર કોણ દેખાય છે ?

મેં તત્કાળ ઉંચું જોયું, અને જોતાં જણાયું કે તે જ પુરુષ પોતાની ઓરડીમાં બારીમાંથી સમુદ્રતરફ દૃષ્ટિ કરી રહ્યો હતો. આથી મેં દીનાનાથને કહ્યું; ‘એ જ પુરુષજેવો મને લાગે છે. ચાલો, ઉપર જઇને ફરી તપાસ કરીશું ?’

દીનાનાથ તો તૈયાર જ હતો. પાછા ‘લિફ્ટ’માં બેસીને અમે ઉપર આવ્યા. તેની ઓરડીનું બારણું ઉઘાડું હતું, અને તે

...થો ...એમે બારણાઆગળ

...: બાશા નાહ... ...ફરીને પાછા ફરીને અમારા તરફ

...અને તેનો પગ તળ... ...

... વાળીને પાછું પગલું ...પૂર્વક મેં તેને પૂછ્યું: ક્ષમા કરજો. હું
...ત્ર મ તેમ ફેરવતો વર્ણ... ઑસ્ટ્રેલીયાથી પધારેલા સમર્થ વૈજ્ઞાનિક આપ
થઇ કે આ ભ્રાંતિ... તમને મળવાની ઇચ્છા છે. તેણે હા કહીને અમને બેસ-
જીવતો મનુ... વાનું સૂચવ્યું. અમે ત્યાં બેઠા. ઇશ્વરરાય! મેં પૂર્વે તમને કહ્યા
મીનહ્ડિ...
...પ્રમાણે તે ઠીંગણો અને શરીરે જરા કૃશસરખો હતો.

થોડી આડીઅવળી વાત કર્યા પછી મેં પૂછ્યું: " આપ નિગૂઢ વિદ્યાના અભ્યાસી છો કે કોઇના સાધનભૂત (Medium) છો?"

સહજ સ્મિતના ભાવપૂર્વ તેણે ઉત્તર આપ્યો: તમારા તરફથી આવા કોઇ પ્રશ્નની હું આશા રાખી જ રહ્યો હતો અને એનો ઉત્તર એ જ છે કે 'હા અને ના' પરંતુ તમારે તે કેમ પૂછવું પડ્યું ?

આના ઉત્તરમાં મેં અને દીનાનાથે જે જોયું હતું તે તેને કહ્યું. પછી તે બોલ્યો: તમે પણ જીવનની ગુપ્ત વિદ્યાના અભ્યાસી છો એ હું જાણું છું. અને આ માર્ગમાં જે કંઇ તમારો પ્રવેશ થયેલો છે, તે પણ મારા જાણવામાં છે, અને તેથી તે વિદ્યાના નિયમપ્રમાણે જે સમયે જે કંઇ જાણવા યોગ્ય હશે તે તમને જણાયા જ કરશે. અને તમને એ જ્ઞાન થવામાં હું નિમિત્તરૂપ થાઉં એમ મને લાગે છે. લક્ષમાં રાખજો કે હું માત્ર નિમિત્તરૂપ થવાનું તમને કહું છું કેમકે હું અથવા કોઇ પણ મનુષ્ય તમને જ્ઞાન આપી શકે એમ નથી. પરંતુ તમને તે જ્ઞાન થવામાં હું અથવા કોઇ પણ નિમિત્તરૂપ કે સાધનરૂપ થઇ શકે એમ છે. અને જીવનના પ્રત્યેક

રહસ્યમાં એમ જ ...
કદાપિ આપવા જાય છે .
પણ કરી શકાતું નથી. અને એ ...
સામર્થ્યને પ્રકટાવનાર જે જે રહસ્યો
મનુષ્યથી રક્ષણ થાય અને અત્યંત યોગ્ય: અ...
તેનું વાસ્તવ જ્ઞાન થાય તેને માટે તે રહસ્યોની રક્ષ...
છે. અને તે નિરંતર તેનું રક્ષણ કરવાને માટે અખંડ રૂ...
કરે છે. અને તેથી જ એવી દિવ્ય વિદ્યાનું રહસ્ય ...
અયોગ્ય પુરુષને પ્રાપ્ત થયું નથી. અને વિશેષ ચમત્કારિક
છે કે જેને આવું કોઇ જ્ઞાન થાય છે, અને પછી તે તેનો દુરુપયો
કરવાની ધારણા કરે છે તો તત્કાલ જ તે જ્ઞાનની રક્ષકસત્તા તેને
એ રહસ્ય ભૂલાવી દે છે. અને પુનઃ તેની યોગ્યતા થતા પર્યંત
કોઇ પણ રીતે તેને તે જ્ઞાનની કળા હસ્તગત થવા દેતી નથી.
આટલું કહેવાનું કારણ એ જ છે કે ઇશ્વરના અનુગ્રહથી અને તેમના
જ મૂળ સંકલ્પથી તમને કોઇ પણ સમયે કંઈ અદ્દભુત જ્ઞાન પ્રાપ્ત
થાય તો તેને અત્યંત ગુપ્ત રાખજો. મનુષ્યને જીવનના કોઈ રહસ્યનું
જ્ઞાન થવામાં પચ્ચિશ ટકા જ્યારે બીજા બળની જરૂર હોય છે,
ત્યારે પોણોસો ટકા તેને ગુપ્ત રાખવાના બળની અગત્ય હોય છે,
અને તેની સાથે જ્યારે તમને કાંઈ જાણવા યોગ્ય જણાય ત્યારપછી
તેનો કોઈ પણ કાળે દુરુપયોગ કરશો નહિ. આટલું કહીને મારે જે
કંઇ તમને જણાવવાનું છે તે હવે જણાવું છું.

હું એક પ્રવાસી છું, મેં આખી પૃથ્વીમાં પ્રવાસ કર્યો છે
અને ઇશ્વરના અનુગ્રહથી જીવનનું જે કંઈ રહસ્ય છે તેનો મને

તો નિગૂઢ વિદ્યાનું
...ન અને આ પ્રવાસને અંતે મને
થોડા મનુષ્યને વાસ્તવ જ્ઞાન હોય
. દ્રષ્ટારૂપે જાણું છું. મારામાં રહેલી કોઇ
...નિયામક છે. અને તેથી જ મારામાં જ્ઞાનની
..., તથા બીજાઓ જેને ચમત્કારરૂપ કહે છે તેવા
પ્રયોગના નિયમનો ઉપયોગ પણ હું તેથી જ કરી શકું
... જો કાંઇ મારામાં ચમત્કારજેવું જણાય તો તેના કારણ-
...રામાં રહેલી એ નિયામક સત્તાને જ જાણજો.

આ સઘળા વિચારો કેવળ આપણાં આર્યશાસ્ત્રને મળતા જોઇ મેં તેને પૂછ્યું: આપે આ જ્ઞાન હિંદુસ્તાનમાંથી પ્રાપ્ત કરેલું? આપને કોઇ યોગી, મહાત્મા કે સત્પુરુષનો સમાગ કે અનુભવ થયો હતો?

તેણે કહ્યું: પુનઃ તેનો ઉતર પણ એ જ છે કે હા અને ના. પશ્ચિમના દેશોમાં પણ હું ગયો છું અને ત્યાંના જ્ઞાતા પુરુષોને પણ મેં જોયા છે. પરંતુ એટલું કહેવું જોઇએ કે તેમાંના ઘણા ખરા અધુરા ઘડાની પેઠે છલકાવા કરતા હોય છે. જે કંઇ તેઓ બહાર દર્શાવવાનો પ્રયત્ન કરે છે, તેના કરતાં વસ્તુતઃ તેમનામાં બહુ ઓછું સામર્થ્ય હોય છે. તેમ તમારા દેશના જે જે પુરુષોનો મને અનુભવ થયો છે તેમાંના કેટલાક તો જેમાં કંઇ વિશેષ મહત્વ ન હોય એવી વાતને પણ છુપાવ છુપાવ કરવાનો યત્ન કરી રહેલા મને જણાયા છે. બાકી કોઇ પણ દેશના જે યથાર્થ સામર્થ્યસંપન્ન પુરુષોને મેં જોયા છે તેમની જ્ઞાન સંબંધીની પ્રવૃત્તિમાં મને કશો